॥ શ્રી જગદંબાય નમઃ ॥



## શ્રી પ્રગટ ચીંતામણી

# રસીક કીર્તન

શ્રી અક્ષરાતીત શ્રીપ્રગટ પુરૂષોતમ મહારાજની આજ્ઞાથી

રચનાર તથા છપાવી પ્રસીદ્ધ કરનાર

બેચરદાસ લક્ષ્મીદાસ. ઇનામદાર



સંવત ૧૯૮૭ સને ૧૯૩૧

આવૃત્તિ પહેલી પ્રત ૭૫૦

કીંમત રૂ. ૧-૪-૦

॥ શ્રી ગણેશાય નમઃ ॥



# શ્રી પ્રગટ ચીંતામણી

# રસીક કીર્તન

શ્રી અક્ષરાતીત શ્રીપ્રગટ પુરૂષોતમ મહારાજની આજ્ઞાથી

રચનાર તથા છપાવી પ્રસીદ્ધ કરનાર

**બેચરદાસ લક્ષ્મીદાસ. ઇનામદાર.**




સવત ૧૯૮૭ સને ૧૯૩૧

આવૃત્તિ પહેલી પ્રત ૭૫૦

કીંમત રૂા. ૧-૪-૦

ધી નસકાની પ્રી. પ્રેસ-પોસ્ટ ઓફીસ રોડ-બોરસદ મેમણ ઉમરભાઇ મુસાભાઈ તથા પટેલ ડાહ્યાભાઇ મહીજીભાઇએ બોરસદમાં આ પુસ્તક ઇનામદાર બેચરદાસ લક્ષ્મીદાસના માટે છાપ્યું.

# મંગળાચરણમ્.

પ્રગટયા પાટીદાર કુળે તમે પ્યારા પ્રભુ પ્યારથી
લક્ષ્મીવાન્ થયા ગરીબ ઘરના કીર્તી વધી ત્યારથી
સેવ્યા સદ્‌ગુરૂ મહાન તપ કરી કષ્ટો બહુ દેહે સહ્યાં
રાજી કર્યા બહુ રીતથી પ્રસન્નતારૂપી ફળ મળ્યાં.
મોટું ઐશ્વર્ય જ્ઞાન પામ્યા તમે ગુરૂ પ્રાગજી પ્રતાપથી
ભગવાન રૂપી મહા ધન મળ્યું પ્રભુજી આવ્યા ત્યારથી
પુંજાયા તમે પ્રભુ થઇ સૃષ્ટિમાં સત્સંગને વધારીયો
પુરૂષોતમરૂપે વીચર્યા જગમાં ડંકો વગાડીઓ

# અનુક્રમણીકા.



| કીર્તનનું નામ | પૃષ્ટ |
|---|---|


| કીર્તનનું નામ | પૃષ્ટ |
|---|---|

॥ શ્રી પુરણપુરૂષોતમાય નમો નમઃ ॥



# શ્રી પ્રગટ ચીંતામણી રસીક કીર્તન

## મંગળાચરણ.

અક્ષરપતી તારનાર જય જય મોરારી,
સકળવિશ્વ પ્રગટકારણ પામું હર્ષ ભારી. ૧ અક્ષરપતી
ગ્રંથ લખવા આરંભ કીધો અલ્પબુદ્ધિ મારી,
પુરણ કરવા મનથી ધાર્યો થાજો સહાયકારી. ૨ ,,
ભુલ થાય કહી લખતાં મારી માફ કરજો મોરારી,
ગુણ ગાઊં પ્રેમથી તારા પુરો આશ મારી. ૩ ,,
લખતાં લખતાં પાર ન પામું દેહ પોંચે નહી મારી,
શેષ સહસ્ર મુખે વદે પાર ન પામે તારી. ૪ ,,

ભાદરણ ગામે પ્રગટ થઇ ઐશ્વર્ય જણાવ્યાં ભારી,
ભકતજનોને આનંદ આપ્યા રીત ચલાવી ન્યારી. ૫ ,,

કાળમાયાનાં બંધન કાપી આપ્યાં અભયપદ ભારી.
વંદન વારંવાર પ્રભુજી લીલા અલૌકિક તારી ૬ ,,

## શ્રી હરીની પ્રાર્થના.

જય જય હરી ઘનશ્યામ અંતર્યામી સચરાચર છો,
જય જય પ્રગટ ગોવીંદ ત્રીભોવનશાંમ બંસીધર છો. ૧
જય દીવ્ય આનંદકંદ મુરતી પ્રગટ સૃષ્ટિકારણં,
જય જય પ્રગટ પરીબ્રહ્મ સ્વામી ભવ ભય દુઃખતારણં. ૨
જય જય મંગળ સુખકરં તુમ શરણથી દુઃખહરણં,
દૈવી મુમુક્ષુ મુકતને તુમ નીત્ય રાખો શરણં. ૩
જય જય હરી તુમ ધાંમી સ્વામી અખીલ બ્રહ્માંડ ઈશ્વરા,
કરૂં વંદન વાર હજાર સ્વામી પુરૂષોતમ પરમેશ્વરા. ૪
જય જય હરી પરીબ્રહ્મ વીચરો પ્રગટ ભાદરણ ગામમાં,
ગુણ ગાય નીશદીન તમતણા બેચર કહે જાય ધામમાં. ૫

## મનહર છંદ.

ધન્ય ધન્ય ભાદરણ શ્રીહરી પ્રગટ થયા,
અક્ષરધામના પતી પુરૂષોતમ નામ છે.
ધન્ય ધન્ય નર નારી નીત્ય દરશન કરે,
પ્રભુજી બીરાજે ત્યાં અક્ષરધામ છે. ૧
ધન્ય માતા ધન્ય પીતા પુરૂષોતમ પ્રગટ થયા,
સકળ વિશ્વમાંહી પ્રસિદ્ધ નામ છે.

ધન્ય ધન્ય રૂપબાઈ લક્ષ્મીસ્વરૂપ પત્ની,

અહોભાગ્ય અહોભાગ્ય જેના પતી શાંમ છે. ૨

ધન્ય ધન્ય દીવાળીબા ધન્ય સુત નારાયણ

ધન્ય ભગવાન પીતા પુરણકામ છે.

ધન્ય ધન્ય કસુબેન જન્મ લીધા પ્રભુ ઘેર,

પ્રગટ પ્રભુને ત્યાં સીતા પ્રગટ છે. ૩

અહોભાગ્ય અહોભાગ્ય જેને જેને હરી મળ્યા,

પ્રેમ કરી ઓળખ્યા સુંદીર શાંમ છે.

અહોભાગ્ય અહોભાગ્ય જેને જેને નિશ્ચય થયો,

તેને નીત્ય અંતરમાં આનંદરામ છે. ૪

મોટા મોટા મુકતયોગી માન મુકી કરે ભકતી,

દેહ છતાં પામ્યા મુકિત પુરણકામ છે.

ગુણ ગાય પ્રભુતણા કર જોડી બેચરદાસ,

પ્રગટ મળ્યા પરમાનંદ ત્યાંજ અક્ષરધામ છે. ૫

(પધારે વડપતન સ્વામીરે એ લય.)

બ્રહ્મસુખ આપ્યાં બહુ વાલા રે,

ભાદરણ ગામમાં પ્રગટ થયા તમે નટવર નંદલાલા. ૧

રટના એક તમારી લાગી રે,

પુરૂષોતમ સ્વામી મળ્યા હવે ભવની ભીડ ભાગી. ૨

વિષયનાં દુ:ખ માત્ર ગયાં રે,

મોહનજીનું મુખડું જોતાં અગાધ સુખ મળ્યાં. ૩

ધર્મ જ્ઞાન વૈરાગ્ય ને ભક્તિ રે,
　　પ્રગટ કરી છે શ્રી મહારાજે એકાંતિક મુક્તિ. ૪
સ્થાપ્યો છે એકાંતિક ધર્મ રે,
　　સમૈયામા જે જન આવે તે જાણે મર્મ. ૫
પ્રેમીજન દરસને આવે રે,
　　મોહનજીનું મુખડું જોતાં સમાધી થાવે. ૬
સુખના કારણ નંદલાલા રે,
　　દુઃખ માત્રના ટાળણ સ્વામી પુરૂષોતમવાલા. ૭
સંકલ્પ સત્ય કરે સ્વામી રે,
　　દોશ માત્રને ટાળી નાંખી કરે નીષ્કામી. ૮
હસ્તમાં ચીંતામણી આવી રે,
　　રંકપણું તેને કેમ રહેશે જતન કરી રાખવી. ૯
લક્ષ હરી મુરતીમાં થાયે રે,
　　તેજ તેજના અંબાર દેખી તે તો રડી જાયે. ૧૦
દેખે છે હરી મુરતી જ્યારે રે,
　　અખંડ સુખને પામી તે તો સુખીયો થઇ જાયે. ૧૧
અલૌકિક એશ્વર્ય જણાવ્યાં રે,
　　અક્ષરધામનાં દ્વાર ઉઘાડી કલ્યાણ બહુ કર્યાં. ૧૨
પુરૂષોતમ પ્રગટનો સીક્કો રે,
　　બેચરદાસ કહે દેશોદેશમાં વગાડયો ડંકો. ૧૩

(સુંદીર શામળીયા નામ જપીશ નીત્ય તારૂં એ લય.)

ગુણલા ગાઊં તારા પુરૂષોતમ પ્યારા,
સમરૂં વારંવારા નેણાંના તારા. ગુણલા૦ ૧
અવની ઉપર પ્રગટ થયા છો શામાટે પ્રભુ ગુપ્ત રહ્યા છો,
દીવ્ય સામરથી વાપરી રહ્યા છો સહેવાસે પરખાઇ ગયાછો;
વંદુ વાર હજારા પુરૂષોતમ પ્યારા. ગુણલા૦ ૨
અવતારી સહજાનંદ સ્વામી અંતધાન થયા બહુનામી,
અક્ષરમુર્તી ગુણાતીત સ્વામી રહ્યા પ્રભુજી અંતરજામી.
અક્ષરના આધારા પુરૂષોતમ પ્યારા ગુણલા૦ ૩
શ્રીહરી ત્યાંથી મહુવે પધાર્યા પ્રાગજી મહારાજના
માંહી બીરાજ્યા,
પરચા અલૌકિક બહુ જણાવ્યા કાર્ય કરીને ભાદરણ આવ્યા;
નીરખો સરજનહારા પુરૂષોતમ પ્યારા. ગુણલા૦ ૪
ગુરૂકૃપાથી ભાદરણ આવ્યા પુરૂષોતમ મહારાજને ભાવ્યા,
સહેવાશે પુરણ પરખાયા મુમુક્ષુ જીવને ખેંચી લાવ્યા,
ભકતતણા રખવાળા પુરૂષોતમ પ્યારા. ગુણલા૦ ૫
એવી રીતે પ્રભુ ભાદરણ આવ્યા,
સંત હરીજનને સનડે ભાવ્યા.
સમૈયા રૂડા ચાર બનાવ્યા ઐશ્વર્ય પરચા બહુ જણાવ્યા.
રઢીઆળા રંગીલા પુરૂષોતમ પ્યારા. ગુણલા૦ ૬
ભાદરણગામ અક્ષરધામ કીધાં નરનારીને દરસન દીધાં.
ચીત્ત હમારાં ચોરી લીધાં બેચરભાઇનાં કારજ સીધાં.
પ્રાણતણા આધારા પુરૂષોતમ પ્યારા ગુણલ૦ ૭

( થઇ પ્રેમવશ પાતળીયા. એ લય. )

અક્ષરપતી મુને મળીયા આજ વાલો અઢળક ઢળીયારે અક્ષર૦
ભાદરણગામમાં પ્રગટ થઇને ધાંમ બાંધ્યાં અતી ભારી
શોભા બની છે સારી મારા મનના મોહન મળીયારે. અક્ષર૦ ૧
એક ઘડી હવે અળગા ન મુકું હૃદયમંદીરમાં રાખુ,
પ્રીતે હરી રસ ચાખું મારા સરવે મનોરથ ફળીયારે. અક્ષર૦ ૨
જ્ઞાંન ધ્યાંનકી ગોળી દઇને સુધ બુધ હરી લીધી,
સુખ શાંતિ અઢળક દીધી શીર સાટે મેંતો વરીયારે. અક્ષર૦ ૩
સગપણ સાચું હરી સંગ કીધું હરી સંગે હેત વધાર્યું,
થયું મારૂં મનમાં ધાર્યું વાલે અલૌકિક શણગાર ધરીયારે. અક્ષર૦ ૪
પુરૂષોતમ સ્વામીને મળતાં જીવન સફળ થયું મારૂં,
મન હરી ગયું છે મારૂં બેચરદાસને અંતર વસીયારે અક્ષર૦ ૫

( અક્ષર પુરૂષોતમ દયાળુ પ્રભુ અક્ષર પુરૂષોતમ. લય )

પધાર્યા શ્રી ઘનશાંમ અક્ષરપતી પધાર્યા શ્રીઘનશાંમ,
ભાદરણ ગામે પ્રગટ થયા છે સુંદીર બાંધ્યા ધાંમ. અક્ષર૦ ૧
ધર્મ જ્ઞાન વૈરાગ્યને ભકિત પ્રગટાવી સુંદીર શાંમ, ,, ૨
મુમુક્ષુ જીવો શોધીરે કાઢયા બાઇ ભાઇઓ તમાંમ. ,, ૩
બ્રહ્મવિદ્યાની શાળા ઉઘાડી ભણાવે ભાદરણ ગામ. ,, ૪
યોગ સમાધી ને ધ્યાન કરાવે સમૈયામાં આઠુ જામ ,, ૫
જીવનમુકત કરવાને કાજે કાઢે છે દોશ તમાંમ. ,, ૬
સંત હરીજન પુરણ કરવા લઇ જવા અક્ષરધામ. ,, ૭

ઉત્તમ નીશ્ચયની રવીકલ્પનો પુરો કરવા ધાર્યો શાંમ „ ૮
બંધ હતાં દ્વાર અક્ષરધામનાં ઉઘાડયાં સુંદીર શાંમ. „ ૯
અક્ષરકોટી મુક્ત લાવ્યા છે બ્રહ્મ સનાતન ધાંમ. „ ૧૦
બેચરદાસ કહે અવસર રૂડો ભજી લ્યો આહુ જામ. „ ૧૧

( મારે મંદીર પધાર્યાં. એ લય. )

તમે પ્રગટ થયા ઘનશાંમ પુરૂષોતમ પ્યારા,
રહો એક ઘડી નહી નાથ મુજથી ન્યારા. ૧
તમે કલ્પતરૂ છો શામ અંતરનાયામી,
ચીંતામણી પ્રગટ સ્વરૂપ સત્યરૂપ સ્વામી. ૨
કર્યા સમૈયા તમે ચાર મોહન નંદલાલા,
કરો જ્ઞાન ગોષ્ટી અપાર અલૌકિક વાલા. ૩
આવે હરીજનો અપાર મુકિતપદ લેવા,
પામે છે સુખ અપાર અલૌકિક સેવા. ૪
સમૈયામાં આપો છો જ્ઞાન વિજ્ઞાનદ્વારા.
આપો સમાધીમાં મહાસુખ અલૌકિક પ્યારા. ૫
કરો કૃપા તમે ઘનશાંમ ભક્તપર જ્યારે,
દેખે ધાંમ અલૌકિક સર્વ સમાધીમાં ત્યારે. ૬
અંતરની દીવ્ય ચક્ષુ ઉઘડશે જ્યારે,
થાય બ્રહ્મતણાં દરસન પરીબ્રહ્મ ત્યારે. ૭
દીવ્યરૂપે થાય દરસન હરીનાં જ્યારે,
સુખતણા અલૌકિક ઉડે ફુવારા ત્યારે. ૮
તમે ગુણસાગર ગોપાળ અઢળક ઢળીયા,
મારા મનના મનોરથ આજ સુફળ તમ કરીયા. ૯

મારા મંદીરીયામાં નાથ અખંડ તમે રેજો,
જે કહેવું ઘટે તે કાંન મુજને કહેજો. ૧૦
તમે સુખતણા ભંડાર કરૂણા કીધી,
મારી ભવજળ બુડતાં આજ સંભાળ લીધી, ૧૧
તમે બ્રહ્મતણા પરીબ્રહ્મ અક્ષરધામી,
ગુણ ગાય છે બેચરદાસ પુરૂષોતમ સ્વામી. ૧૨

( મન માયાના કરનારારે જરી જોને તપાસી તારી કાયા. લય )

બ્રહ્મ આનંદના આપનારારે કરૂં વંદન હું વારંવારા
જોઈ રહ્યાછે મુકત હજારારે એક નીમેશ ન મેલું ન્યારા.

અક્ષધામના તખ્ત ઉપર તમે સદા બીરાજમાન પ્યારા,
નીજભક્ત એકાંતીક માટે વીચરો છો સરજનહારારે. કરૂં૦ ૧
દાસની ભકતી અંગીકાર કરવા પ્રગટ થયાછો મોરારી,
ભક્ત મુમુક્ષુને લાડ લડાવી મોક્ષપદ આપનારારે. ,, ૨
સંકલ્પ વિકલ્પરૂપી દરવાજા અક્ષરધામના કીધા,
તમકૃપાથી ઉઘડે એવા સંકલ્પથી બંધ કરનારારે. ,, ૩
મુર્તી તમારી દીવ્ય અલૌકિક કલ્યાણની કરનારી,
દરશન કરતાં ભાન ભુલાવો યોગ સમાધી કરનારારે. ,, ૪
દૈવી મુમુક્ષુ ભકત તમારા પાસે રાખો છો દાડી દાડી,
મહાકૃપાળુ ભકતવત્છળ તમે પૂર્વ સગપણ કાઢનારારે. ,, ૫
ખરા સંકટમાં દાસને દેખી કૃપા કરી સહાય કરતા,
દર્શન દઇ તમે મુકત કરો છો ભકતવીઘન હરનારારે. ,, ૬

પ્રેમભકતીથી વશ તમે રસીયા પ્રસન્ન થાઓછો મોરારી.
ભક્તવચ્છળ તમે રસીક મનોહર અખંડ આનંદ આપનારારે. ,, ૭
આજ્ઞાપાળેથી થાઓ બહુ રાજી નીત્ય નીત્ય દરશન દેતા.
બેચરદાસ કહે મનક્રમ વચને સંગ કરો કીરતારારે. ,, ૮

( શું કહું કથની મારી રાજ. એ લય. )

સત્ય પુરૂષ મુને મળીયા રાજ સત્ય પુરૂષ મુને મળીયા,
એ છે કલ્યાણના કરનારા રાજ સત્ય પુરૂષ મુને મળીયા.
પુરૂષોતમ પરીબ્રહ્મની સાથે સગપણ કીધું મેં સાચું,
સગાંસંબંધી જુઠાં મેં જાણી હરીસંગે લગની લગાવી રાજ સત્ય૦ ૧
ભાદરણમાં રુડાં ધામ રચ્યાં છે હરીજન આવે હજારૂં,
નરનારીને આનંદ આપ્યા ભવબંધન દુઃખ કાપ્યાં રાજ. ,, ૨
હરીજનીયાં મારી નીંદા કરે છે પ્રગટ પ્રભુને ભજતાં,
શરણું લીધું શામ સુંદારનું નીરભય થઇને ચાલ્યો રાજ. ,, ૩
સમૈયા રુડા ચાર બનાવ્યા હરીજન આવે હજારૂં,
બેચરદાસ આનંદથી કહે છે પ્રીતે ભજો પુરૂષોતમરાજ. ,, ૪

( હું તો શ્રી કામીનાં રેવી. એ લય. )

અહાહા તેજ આતે શું મને તો બ્રહ્મ ભાસે છે.
મને તો બ્રહ્મ ભાસે છે મને તો બ્રહ્મ ભાસે છે. અહાહા૦ ૧
કરૂંછું દૃષ્ટિ જ્યાં ને ત્યાં ન ભાળું બીજું સૃષ્ટિમાં,
દેખાવા માત્ર આ દુનીયાં મને તો બ્રહ્મ ભાસે છે. ,, ૧
જોઉં છું બ્રહ્મની દૃષ્ટિ સર્વત્ર શાંતિ છે શાંતિ,
જણાતું દીવ્ય દૃષ્ટિથી મને તો બ્રહ્મ ભાસે છે. ,, ૨

કરોડો સૂર્ય ઊગ્યા જ્યાં નીરાકાર એકરસ છે ત્યાં,
નીહાળું સ્થિરવૃત્તિથી મને તો બ્રહ્મ ભાસે છે. ,, ૩
અતી અપાર વીનાનું અલૌકિક બ્રહ્મસુખ મહાલું,
જણાતા તેજના ઢગલા મને તો બ્રહ્મ ભાસે છે. ,, ૪
રહ્યા ત્યાં બ્રહ્મના સ્વામી સદાસાકાર મુરતીમાન,
સુંદીર છે ધામ શ્રીહરીનું મને તો બ્રહ્મ ભાસે છે. ,, ૫
સનાતન ધાંમ અક્ષરમાં સીંહાસન તખ્ત બીરાજે,
સદા અખંડ અક્ષરમાં મને તો બ્રહ્મ ભાસે છે. ,, ૬
કોટી ઇશ્વરના સ્વામી પરીબ્રહ્મ પુરૂષોતમધાંમાં,
સકળ બ્રહ્માંડના સ્વામી મને તો બ્રહ્મ ભાસે છે. ,, ૭
અતી અપાર અક્ષરમાં રહ્યા છે કોટી મુકતજ ત્યાં,
કરે છે સેવા સ્વામીની મને તો બ્રહ્મ ભાસે છે. ,, ૮
મહા અમૃત સુખમાંહી રહ્યા છે જોઇ મુરતીમાં,
કહે બેચર આનંદે મને તો બ્રહ્મ ભાસે છે, ,, ૯

( આવો આવો હરીગુણ ગાવાને. એ લય ) પદ ૧

ચાલો ચાલોને આનંદ કરવાને મારા શામ સુંદીરને મળવાને, ચાલો૦
હાંરે દેહ ધર્યોછે શું કરવાને શીદ જાવો બીજે અથડાવાને. ,, ૧
પ્રીતે પુરૂષોતમના ગુણ ગાવાને હાંરે શું લાગોછો શરમાવાને ,, ૨
આજે અવસર મળ્યો જગ તરવાને,
હાંરે શું બેઠા વીષયમાં ભળવાને. ,, ૩
હરી આવ્યા છે કલ્યાણ કરવાને દાસ બેચર કહે દુઃખ હરવાને. ,, ૪

પદ ૨

આવો આવો પરમપદ લેવાને

હરી આવ્યા છે મોક્ષ દેવાને. આવો૦

જ્ઞાનધ્યાન ભજનમાં ભળવાને સંતમુકતનાં દરશન કરવાને ,, ૧

મહા મોટી જીવનમુકિત લેવાને,

હરી આવ્યા અખંડ સુખ દેવાને. ,, ૨

બહુ દીનનાં દુઃખડાં ખોવાને,

હાંરે દીવ્ય ધામ હરીનાં જોવાને. ,, ૩

ઊત્તમ જ્ઞાન સમાધી લેવાને,

બેચરદાસના નાથ પાસે રહેવાને. ,, ૪

પદ ૩ ( રાગ કેરબો )

હાંરે ભાઇ ગોવીંદના ગુણ ગાવો,

ગાવો ગાવો ગાવોરે ભાઇ ગોવીંદના ગુણ ગાવો

મોંઘો મનુષ્ય દેહ મળ્યો છે, નરનારી હયોને લાવોરે. ભાઇ૦ ૧

આજ પુરૂષોતમધાંમી પધાર્યા, અવસર નહીં મળે આવોરે ,, ૨

જ્ઞાન સમાધી આજ કરાવે, ભાદરણ ગામે સીધાવોરે ,, ૩

અક્ષરધાંમે લઇ જાય લાવે એહી છબી તમે ભાળોરે ,, ૪

સંતમુમુક્ષુ ભેગા કરે છે પળમાં પાવન થાવોરે ,, ૫

અમૃતપ્યાલા પાય છે સહુને પીતાં અમર થઈ જાવોરે. ,, ૬

ચાર સમૈયે એ રસ પાવે પાછળથી પસ્તાવોરે. ,, ૭

જીવનમોક્ષ લઇલો સર્વે મંહાસુખીયા થઈ જાવોરે ,, ૮

કલ્યાણુની આજે ધજા ચઢાવી માન મુકી સર્વે આવો રે ,, ૯

અવસર આવો ફરી નહિ આવે,
　　મોહન મનડું મીલાવોરે ભાઇ. „ ૧૦
બેચરદાસ કહે લાભ લઇ લો,
　　નહી તો જમને હાથ જાવોરે ભાઇ. „ ૧૧

જય નટવર ગીરીવરધારી. એ લય.

જય આનંદકંદ મોરારી કરૂં વંદન લેજો સ્વીકારી. જય૦
થયા પ્રગટ મનુષ્ય દેહધારી નીજભકતને લીધા ઉગારી. „ ૧
બાઇ પુંજીને બળતાં બચાવી વારે ધાયા તમે પ્રેમ લાવી. „ ૨
બાઇ સુરજને સિદ્ધિ બતાવી અલૌકિક સામરથી જણાવી „ ૩
તમે કુહાડીના મારથી ઉગારી કાછીયા ગોરધનની નારી. „ ૪
તમે અંધ ડોસીને આંખો દીધી,
　　આપ્યાં દીવ્યચક્ષુ ધામે લીધી. „ ૫
એમ અનેક ભકત ઉધારી કીધી સહાય પ્રભુ તમે ભારી. „ ૬
તારી લીલાની બલીહારી ગાય પ્રેમથી બેચર તારી. „ ૭

(સજની સુખ દુઃખ સહીને ધર્મ સદા સંભાળીએરે. લય.)

ચાલો સંતો આજે જઇએ અક્ષરધામમાંરે,
　　પ્રગટ બીરાજે ત્યાં પુરૂષોતમ ભગવાન. ચાલો૦ ૧

સાખી

નીજભકતને કારણે પ્રગટ થઇ ધર્યો દેહ,
લીલા કરતા નવ નવી શોભે નટવર વેશ.

સુંદર મુરતી એની હીંદોળાપર શોભતી રે,
જોતાં જોતાં સહુનાં ચોરી લે છે ચીત. „ ૨

સાખી.

ભેગા કરી સહુ સંતને આપે જ્ઞાન અપાર,
બ્રહ્મરૂપ કરી લઇ જવા ધામે સહુ નરનાર
ઉત્તમ નીરવીકલ્પ નીશ્ચય કરાવ્યો આ સમેરે
જીવનમુક્તિ આપી આપ્યાં સુખ અપાર. ચાલો૦ ૩

સાખી.

મુકત મુમુક્ષુ જીવને પકડી લીધા આજ
કૃપા કીધી અતીઘણી ધન્ય ધન્ય મહારાજ.
ભાવે કભાવે જેણે નીરખી કીધી પ્રીતડી રે,
ધન્ય ધન્ય આ અવસરીયે લીધો રૂડો લાવ. ,, ૪

સાખી.

જ્ઞાનસમાધી સ્થિતીનું મહા મોટું જે જ્ઞાન,
બ્રહ્મથી પરબ્રહ્મનું દીધું મોટું દાન.
ભાદરણગામે પ્રગટી ભકતને લાડ લડાવતા રે,
અક્ષરધામતણાં ઊઘાડયાં આજે દ્વાર. ,, ૫

સાખી

અવસર અમુલ્ય જાય છે ફરી નહિ મળનાર,
નીશ્ચય કરી લો આ સમે બાઈ ભાઇ નરનાર.
બેચરદાસ કરજોડી કરે વીનતી રે,
હરીને મળીને લ્યોને લાવો અપરંમપાર. ,, ૬

## ઈશ્વર પ્રાર્થના.

પ્રણામ કરીએ પ્રેમથી વિભુ સૃષ્ટિના આધારને,
નમન કરીએ પ્રેમથી પ્રભુ પુરૂષોતમ કૃપાળને. પ્રણામ૦ ૧
કરી કૃપાય ભુતળમાંય નીજ ભકત કારણે. „ ૨
ધરે આજ્ઞાય રવી સદાય આપે પ્રકાશ સર્વને, „ ૩
શશીપ્રકાશ શીતળભાસ શાંતી આપે સર્વને. „ ૪
કાળ સદાય પાળે આજ્ઞાય દાસ કહે છે આ સમે. „ ૫

( વારે ધાવોને મારા નરહરીલાલા. એ લય )

જાદુગારા તમે છોરે ઠગારા કાંમણગારા ને મોરલીવાળા.
જાદુ કરીને તમે સહુને નચાવો સહુને નચાવો બ્રહ્માંડ ગજાવો જાદુ૦ ૧
કરી સમાધીને ભાન ભુલાવો ભાન ભુલાવો ને ધામ બતાવો. „ ૨
મોહની લગાડી તમે દુર રહોછો દુર રહોછો એશું કરો છો. „ ૩
મનહરી સહુનાં ચીત્તચોરો છો ચીત્ત ચોરોછો દુઃખ હરોછો. „ ૪
દીવ્યરૂપે વાલા દરસન દોછો દરસન દોછો કેવાનું કોછો. „ ૫
ખેલ અલૌકિક ખુબ કરોછો પ્રેમીજનોને પ્રેમે મળો છો. „ ૬
નીત્ય નીત્ય નૌતમ લીલા કરોછો,
લીલા કરો છો બેચરને મળો છો. „ ૭

( આજે ગયાંતાં અમે રાંમ સભામાં એ લય. )

કલ્યાણ કરવા વાલો આજ પધાર્યા,
આજ પધાર્યા ને આનંદ વધાર્યા,
વાલો આજ પધાર્યા.

ભાદરણ ગામે ખુબ ખેલ મચાયા,
નર નારી સહુનેરે આજે ભરમાયા.
વાલો આજ પધાર્યા. કલ્યાંણ૦ ૧

અક્ષરધાંમી મુકતો સંગેરે લાવ્યા,
મુકત મુમુક્ષુને શરણે બોલાવ્યા.
વાલો આજ પધાર્યા. ,, ૨

બ્રહ્મની વિદ્યા ભણાવી બ્રહ્મરૂપ કીધા,
કૃપા કરીને સહુને ધામમાં લીધા.
વાલો આજ પધાર્યા. ,, ૩

યોગ ચલાવીને યોગી બનાવ્યા,
અંતરના પડદા ખોલી અનુભવ કરાવ્યા.
વાલો આજ પધાર્યા. ,, ૪

ચાર સમૈયામાં અમૃત પાયા,
જન્મ મરણના ભારે સંકટ મીટાયા.
વાલો આજ પધાર્યા. ,, ૫

કાળમાયાને મારી નીર્ભય બનાયા,
શાંતિના સાગર આજે ઉભરાયા.
વાલો આજ પધાર્યા. ,, ૬

નીજ આશ્રીતોને પાસે તેડાયા,
મોહનીંદ્રામાંથી સહુને જગાડયા.
વાલો આજ પધાર્યા. ,, ૭

જીવનમુકિત આપી મહા સુખ પાયા,
દાસ કહેછે એતો અમર થઇ જાયા.
વાલો આજ પધાર્યા. „ ૮

( મદન પડયો કેડે રે. એ લય. )

મોહન મુખડા જોઇરે મન રહ્યું લોભાઇ રે મોહન૦
નેનું કટારી મારી રે શુધ બુધ વીસરાઇ રે. „ ૧
ભ્રકૃટી ભાલ વિશાળરે ચાંદલીયે ભરમાઇરે. „ ૨
નાસીકા અણીઆળીરે લોચનીયાં લોભાઇરે „ ૩
મુછની હાર નીહાળીરે મુજ કાળજડું કોરાઇરે. „ ૪
દંતદાડમ કળી શોભેરે અધરલાલમાં મોહીરે. „ ૫
પડેછે ગાલમાં ખાડારે ચીત્ત ગયું ચોરાઇરે. „ ૬
સુંદીર હસ્ત રૂપાળા રે કાંન દેખી ભરમાઇરે. „ ૭
નાભી છે ગોળ ગંભીર રે અંતરમાં પ્રોવાઇરે. „ ૮
શીશ કલંગી ભાળીરે બેચર બલીહારીરે. „ ૯

મનાહર છંદ

કોઇ રામ રામ કહે કોઇ કૃષ્ણ કૃષ્ણ લહે,
કોઈ સ્વામી નારાયણ મુખે કહી ગાય છે.
કોઈ નર નારાયણ કોઈ સત નારાયણ,
કોઇ ભોળા શંકરને નીત્ય કહી ગાય છે. ૧
કોઈ પીર પેગમ્બર કોઈ અલ્લાહ અકબર,
મહાવીર સ્વામી સારૂ કેસરીએ જાય છે.
કોઇ ઇસુ ખ્રીસ્ત પ્રભુ કોઇ કહે ગાંધીજીને,
એમ જુદે જુદે રૂપે પરોક્ષ ભજાય છે. ૨

પરોક્ષ મુરતીને ભજે પ્રગટ પીછાણે નહિ,
પામર વીશઇ જીવ મોક્ષ લેવા જાય છે.
શાસ્ત્ર શોધી જાણે નહિ જ્ઞાન કાંઇ પામે નહી,
કલ્યાણ લેવા સારૂ જ્યાં ને ત્યાં કુટાય છે. ૩
એમ જગતમાં જીવ પામર વીશઇ સર્વ,
પ્રભુજી પ્રત્યક્ષને કોઈ નથી ભજતા.
પ્રગટ પ્રભુજીને જાણે પણ માને નહી,
પ્રગટની રીત ન્યારી નહી તે પીછાણતા. ૪
હરીનાં ચરીત્ર દેખી લે છે નીત્ય અવગુણ.
પછી તેનો દ્રોહ કરી પાપ નીત્ય બાંધતા.
હરી મહીમા સમજે નહીં પાછળ પસ્તાય બહુ,
મુર્ખ અજ્ઞાની જીવ સુખ નહીં પામતા. ૫
પામે નહિ મોક્ષ કહી પ્રગટ નીશ્ચય વીના,
જન્મ ધરી વારંવાર દુઃખ બહુ પામતા.
આવે પાછા ફરી ફરી અનેક જન્મ ધરી,
સાચા સંત મળે ત્યારે દુઃખ તેનાં કાઢતા. ૬
સદા રહે હરી પાસે મુક્ત મુમુક્ષુ ભક્ત,
પ્રગટ સ્વરૂપથકી પરમ પદ માનતા.
હરીતણું જ્ઞાન પામે દેહતણું દુઃખ વામે,
બેચર કહે મોક્ષ પામી ધામમાં સીધાવતા. ૭

( ગોકળીઉં નાનું ગામડીઉં. એ લય. )

જુવોને સખી પેલોરે આવે છે મારો શાંમ,
આવે છે મારો શામરે આવે છે મારો શામ. જુવોને૦ ૧

કાંમણગારો મન હરનારો,
સખી લાગે મુને પ્યારોરે લટકાળો ઘનશાંમ, જુવોને૦ ૨
ભાદરણ ગામે સુંદીર ઠામે,
સખી ગોપગોપી સાંમેરે રમે છે આઠુ જામ. „ ૩
રાસ રમાડે પુનેમને દહાડે,
સખી ધ્યાનમાં દેખાડેરે સુંદીર દીવ્ય ધામ „ ૪
જ્ઞાનસમાધી સ્થિતી કરાવે અક્ષરધાંમે લઇ જઇ લાવે,
સખી મુકતરે બનાવીને આપે છે મહા જ્ઞાન. „ ૫
સાંખ્ય કરાવી યોગ ચલાવે સ્થીરમન સ્થાપી ભાન ભુલાવે
સખી ચાર સમૈયામાંરે આપે છે મોક્ષ ધામ. „ ૬
લીલા કરે છે દુઃખડાં હરે છે,
સખી દાસને મળે છે રે પ્રેમથી ઘનશાંમ. „ ૭

( આવો આવો હરી ગુણ ગાવાને. એ લય. )

ચાલો ચાલોને નટવર જોવાને આરે જન્મમરણ દુઃખ ખોવાને ચાલો૦
ઉત્તમ દેહ મળ્યો હરી ભજવાને બ્રહ્મ થઇ પરીબ્રહ્મ રટવાને. „ ૧
ધર્મ જ્ઞાન ભજનમાં ભળવાને, મહા ઉત્તમ સુખડાં લેવાને. „ ૨
મહામોટું મુકિતપદ લેવાને લ્યોને અમૃત મીઠડા મેવાને. „ ૩
કાળકર્મ માયાથી મુકાવાને બ્રહ્મધામ હરીનાં જોવાને. „ ૪
હરી પ્રગટયા છે સુખડાં દેવાને દાસ કહેછે ધામે લેવાને „ ૫

( જુવો જુવોને હાં હાંરે. એ લય. )

ચાલો ચાલોને હાંહાંરે ચાલો ચાલોને સાહેલીઓ,
આજ સુંદીર શાંમ રમે છે.
નીરખી નીરખી લ્યો હાં હાંરે રમે છે રસીયો રાજ „

## સાખી.

સરખી સાહેલીઓ ભેગી થઈ છે રાસ રમવાને કાજ,
શણગાર સજી અલબેલડોરે રમતા રસીયો રાજ. ,, ૧
ગોપીકાનો કર પકડીને ફરતે ગરબો ગાય,
ચાલ ચટકતી ચાલે રૂપાળી શોભા કહી નવ જાય. ,, ૨
ગીત મનોહર ગાય મધુરાં આનંદ અંગ ન માય,
રસીયા સાથે રમતાં રે દેહ ભાન ભુલી જાય. ,, ૩
સુંદીર મુરતી શોભે રૂપાળી જોઈ જોઇ હરખાય,
કામણગારી લાગે છે પ્યારી જોતાં મન હરી જાય. ,, ૪
ધન્ય ધન્ય ગોપી નારનેરે ધન્ય ધન્ય અવતાર,
ધન્ય છે આ અવસરનેરે નીરખ્યા નંદકુમાર. ,, ૫
ભાદરણ ગામે રાસ રચ્યો છે શોભા કહી નવ જાય,
સુરપતી નરપતી જય જય બોલે જોઈ ખેચર હરખાય. ,, ૬

( માણકીએ ચઢયારે મોહન વનમાલી રે એ લય )

આરે સંતો અક્ષરબ્રહ્મના જેવા,
નથી જગમાં બીજા ભકત કોઇ એવા. આરે૦
પુરૂષોતમનો નીશ્ચયછે જેને પુરો જીવનમોક્ષ જેને નથીરે અધુરો,
અંતરમાં આનંદ છે પુરેપુરો. ,, ૧
શુક સનકાદીક નારદથીછે મોટા જગમાંહી જોતાં નવ મળે જોટા,
પુરૂષોતમને ભજી ભજીને થયા મોટા ,, ૨
જેના દરશનથી હરી દરશન શુદ્ધમનથી સેવો તો થાય પ્રસન્ન.
જીવનમુકિત આપે છે ધન્ય ધન્ય. ,, ૩

જેની વાણી સુણ્યાથી શાંતી થઇ જાય,
મન બુદ્ધિ ચીત્ત સ્થીર વરતાય,
અજવાળું અંતરમાંહી થાય, „ ૪
જેની સેવાથી સર્વ સીધ્ધીઓ મળે ત્રીવીધના તાપજ સર્વે ટળે.
જેના વચનથી મનોરથ ફળે. „ ૫
ક્ષુધા તરસ જેને પીડે નહી લગાર અહીંસા બ્રહ્મચર્ય છે નીરધાર,
અંતરમાં શાંતીના ભંડાર. „ ૬
એવા મોટા સંત પ્રગટ પુરુષોતમના,
પ્રગટને ભજી થયા શુદ્ધ મનના.
ધન્ય ગુણ ગાય બેચરદાસ એમના. „ ૭

( રાગ કવ્વાલી. )

હરીની મુરતી જોઇ સમાધી થઇ જાય છે,
સમાધી થઇ જાયે છે સમાધી થઇ જાય છે. હરીની૦
ભૂલે છે ભાન કયાનું સ્થીરમન થઈ જાયે,
સુજે છે દીવ્ય ચક્ષુથી સમાધી થઇ જાયે છે. „ ૧
મહા જોગીને પણ દુર્લભ મુનીને મળવી મુશ્કેલ,
એવી જે દેવને દુર્લભ સમાધી થઇ જાયે છે. „ ૨
દેખેછે ધામ શ્રીહરીનાં કોટી રવી ચંદ્રના સરખાં,
અખંડ આનંદને ભાળી સમાધી થઇ જાયે છે. „ ૩
કરે છે દૃષ્ટિ જ્યાંને ત્યાં સચ્ચીદાનંદ ભાસે છે.
અખંડ આનંદને શાંતિ સમાધી થઇ જાયે છે. „ ૪
અખીલ બ્રહ્માંડના સ્વામી દેખે સાકાર મુરતીમાં,
અખંડ આનંદ સુખમાંહી સમાધી થઇ જાયે છે. „ ૫

મહા કળીયુગમાં આજે અહાહા વાત આ મોટી,
ગામ બાદરણુમાં જુવો સમાધી થઇ જાયે છે. હરીનો૦ ૬
એવી જે મહામોટી દુર્લભ સમાધી મોટામાં મોટી,
પ્રગટના ભકતને આજે સમાધી થઈ જાયે છે. „ ૭
સદા હોય જ્યાં પ્રગટ મુરતી સમાધી ત્યાંજ દેખાયે
ચમત્કાર શાસ્ત્રનો મોટો સમાધી થઈ જાયે છે. „ ૮
વગર માગે થઇ જાયે માગે તેને નથી મળતી,
કહે છે દાસ જઈ દેખો સમાધી થઇ જાયે છે. „ ૯

( હરી હઈયાના હાર છો. એ લય )

આવજો આવજો આવજોરે હરી મારે મંદીરીએ આવજો.
પ્રેમે પુરૂષોતમ પધારજોરે „
ગોપગોપીને તમે લાવજો વાલારે લક્ષ્મીજીને સંગે લાવજોરે. હરી૦ ૧
શણુગાર સજીને તમે આવજો વાલારે સંતમંડળને શોભાવજોરે ૨
પીળાંપીતાંબર સુંદીર પેરીરે સોનેરી સરબંધ ધારજોરે. „ ૩
જરકસી જામાને સેલું સોનેરીરે મોતીના તોરા ઝુકવજોરે. „ ૪
કનક કડાંને સાંકળાં સુંદીરરે કાને કુંડળ લટકાવજોરે. „ ૫
મોતીનીમાળા ને હાર ગુલાબીરે ગજરારૂડા બંધાવજોરે. „ ૬
કેસરકેરૂં તીલક લલાટેરે ભાલ ચંદન ચરચાવજોરે. „ ૭
દયાસીંધુ તમે દરસન દેજોરે અનંત જીવુને ઉધારજોરે. „ ૮
ગાતા વાતા તમે આવજો વાલારે અલૌકિક પરચા જણાવજોરે „ ૯
બેચરદાસના શામ સ્નેહીરે રંગડાની રેલ્યુ વાળજોરે. „ ૧૦

(સુંદીર શામળીઆ નામ જપીશ નીત્ય તારૂં એ લય)

વંદન કરીએ તમને પુરૂષોતમ પ્યારા
રાખો શરણે હમને જીવણજી મારા. વંદન૦ ૧

ભવસાગરમાં ગોથાં ખાતો લાખું જનમથી હું રખડાતો,
ત્રીવીધતાપથી બહુ પીડાતો જન્મ ધરી ધરી દુઃખીરે થાતો.
શાંતી આપો મુજને પુરૂષોતમ પ્યારા. વંદન૦ ૨
કામ ક્રોધ જે શતરૂ હમારા કાળ માયા છે જબરા તમારા,
હરી ભજનમાં વીઘ્ન કરનારા તે થકી રક્ષા કરજો પ્યારા.
કરજોડી કહું તમને પુરૂષોતમ પ્યારા. વંદન૦ ૩
અજ્ઞાન મારાં સર્વે કાપો નવીન નવીન નીત્ય દરશન આપો.
દોશ હમારા સઘળા કાપો ઉત્તમ જ્ઞાન તમારૂંરે આપો.
આનંદ આપો હમને પુરૂષોતમ પ્યારા. વંદન૦ ૪
પ્રેમ કરીને ભેટો પ્યારા મન ગમતા મોહનજી મારા
ગાઉં ગુણલા નીત્ય તમારા અવગુણ નવ જોશોરે હમારા.
સમરૂં નીશદીન તમને પુરૂષોતમ પ્યારા. વંદન૦ ૫
પાત્ર બનાવી દરશન દેજો આંખલડી આગે પ્રભુ રેજો,
કહેવું ઘટે તે મુજને કહેજો બેચરદાસની પાસે રહેજો.
વીસારૂં નહી મનમેં પુરૂષોતમ પ્યારા. વંદન૦ ૬

( રાગ ગરબી. ) પદ ૧

ધન્ય જેણે આ જગની માંહી હરીના ગુણ ગાયા,
નવ ઓળખ્યારે જગદીશ એ શીદ અવતરીઆ. ૧
ધન્ય જેને મળ્યા મહારાજ હરીના ગુણ ગાયા,
નવ કીધાંરે શુભ કાજ એ શીદ અવતરીયા. ૨
ધન્ય સેવા કરી સાચા સંતની હરીના ગુણ ગાયા,
નવ કીધો રે સતસંગ એ શીદ અવતરીઆ. ૩

ધન્ય હરી ભજીને લીધો લાવ હરીના ગુણ ગાયા,
ખોયો અમુલ્ય અવસર આજ એ શીદ અવતરીયા. ૪

ધન્ય હરી ભજનમાં ઉમંગ હરીના ગુણ ગાયા,
જેણે ખોયો છે શુભ પ્રસંગ એ શીદ અવતરીયા. ૫

ધન્ય જેને હરી શું પ્રીત હરીના ગુણ ગાયા,
કહે દાસ ન ભજ્યા જગદીશ એ શીદ અવતરીયા. ૬

( રાગ ઉપરનો ) પદ ૨

ધન્ય મળી મુરતી જે શામની મુક્તિપદ પાયા,
તેને ધરવું નીશદીન ધ્યાન તે જન કમાયા. ૧

ધન્ય મનથી મનાયું કલ્યાણ મુક્તિપદ પાયા,
મહા મળ્યું અનુભવ જ્ઞાન તે જન કમાયા. ૨

ધન્ય આવ્યા સંત શું સ્નેહ મુક્તિપદ પાયા,
જેને દૃઢ નિશ્ચય હરીમાંય તે જન કમાયા. ૩

ધન્ય પામ્યા છે જીવનમોક્ષ મુક્તિપદ પાયા,
તેનો સુફળ થયો જન્મ મોક્ષ તે જન કમાયા. ૪

ધન્ય જ્ઞાન વૈરાગ્ય ને ભક્તિ મુક્તિપદ પાયા,
મહા પામ્યા છે જીવનમુક્તિ તે જન કમાયા. ૫

બ્રહ્મ થઈ રહ્યા પરીબ્રહ્મને મુક્તિપદ પાયા,
જેના પીંડમાં પ્રભુનાં દરશન તે જન કમાયા. ૬

ધન્ય નીરવીકલ્પ નીશ્ચય મુક્તિપદ પાયા,
જેને ટળ્યો મૃત્યુનો ભય તે જન કમાયા. ૭

ધન્ય મૃત્યુ સમાધીમાં જ્ઞાન મુક્તિપદ પાયા,
ભુલી ગયા દેહતણું ભાન તે જન કમાયા. ૮
ધન્ય મનુષ્ય ચરીત્રમાં આનંદ મુક્તિપદ પાયા,
જોઇ મનમાં ઉઠે ન તુરંગ તે જન કમાયા. ૯
ધન્ય આનંદ આનંદ જેના અંગમાં મુક્તિપદ પાયા,
બેચરદાસ લાગ્યો હરી રંગ તે જન કમાયા. ૧૦

( ચાલ સખી જોવાને રે જઇએ એ લય. )

જોને સખી પેલો કામણગારો આવે છે મોરલીવાળોરે
લટકાં કરે છે ને મનડાં હરે છે દીસેછે રૂપાળો રે. જોને૦ ૧
સુંદીર મુરતી દીસે મનોહર લાગે છે રઢીઆળીરે,
કલ્યાણકારીને જગથી છે ન્યારી લાગે છે લટકાળીરે. „ ૨
ગોપ ગોપીને ભેગાં કરે છે. અખંડ ભજન કરાવેરે,
ધ્યાન ભજન સમાધી કરાવે દીવ્યધામ બતલાવેરે. „ ૩
રાસ રમેછે ને લીલા કરેછે ભાદરણ ગામે છબીલોરે.
પ્રેમીજનોને પ્રેમે મળે છે જોને પેલો રસીલોરે. „ ૪
ચાલ મારી બેની જોવા રસીલી પળમાં પાવન થઇએરે,
દરશન કરીશું ને હરીગુણ ગઇશું લાવો રૂડો લઇએરે. „ ૫
અક્ષરધામેથી આવ્યાછે એતો ભકતનાં કલ્યાણ કરવારે,
સંતમુકતોને શરણેરે લીધા દાસ કહે મોક્ષ દેવારે. „ ૬

( તારી મુર્તી લાગે છે મને પ્યારીરે. એ લય. ) ગરબી

ધન્ય આજે સમૈયો સુખકારીરે અવસર આવ્યો છે.
ચાલો જોવા પ્રગટ ગીરધારીરે „ ૧

દીસે મનુષ્ય મુર્તી રૂપાળી રે „
જોતાં લાગે છે કામણગારીરે. અવસર આવ્યો છે૦ ૨
રૂડું જ્ઞાન કથા નીત્ય થાય રે „
મનઇંદ્રિયો સ્થીર થઇ જાય રે „ ૩
સંતમુકતનાં દરશન થાશે રે „
ગુણ ગોવીંદના નીત્ય ગાશેરે „ ૪
અખંડ અવીનાશી સુખને પાશોરે „
જન્મ મરણના દુઃખડાં વામોરે „ ૫
કૃપા કરી પધાર્યા મહારાજરે „
આવી મળીને સુધરે કાજરે „ ૬
જોતાં સહુનાં મન હરી લે છેરે „
જીવનમુક્તિ મહા આપી દે છેરે „ ૭
માટે સર્વે જનો આજ ચાલોરે „
હરી મુરતી નીરખી મન માલોરે „ ૮
કહે દાસ બેચર હ્યોને લાવ રે „
પુરૂષોતમ પ્રભુના ગુણ ગાવ રે „ ૯

( વંદુ સહજાનંદ રસ રૂપ. એ લય. ) ગરબી.

સુણજો શાણા સંતો સુણાવું હરી વચનામૃતરે લોલ,
શાસ્ત્રનોસાર સીદ્ધાંત નીરધાર સત્ય અમૃત છેરે લોલ. સુણજો૦ ૧
ઉત્તમમાં ઉત્તમ સ્થીર થાવું મન સ્થીર કરોરે લોલ.
મન સ્થીર થાશે વૃત્તિ જોડાશે ઊંડા જેમ ઉતરોરે લોલ „ ૨
જ્ઞાન પ્રકાશે અખંડ સુખ ભાસે દીવ્યમુરતી થકીરે લોલ
સતચીદ આનંદ બ્રહ્મ પ્રકાશે મહાસુખ નીરખીરે લોલ. „ ૩

દીવ્ય મનોહર મુર્તી જોતાં સર્વ દુઃખ ટળી જશેરે લોલ,
જેમજેમ વૃત્તિ અખંડ રહે તેમ ઇચ્છા સીદ્ધ વસેરે લોલ ,, ૪
ઉત્તમસ્થિતી જ્ઞાન સમાધી પુરણ સુખ પામશેરે લોલ,
જીવનમુક્ત બની સાક્ષાત બ્રહ્મસત્તા આવશેરે લોલ. ,, ૫
પુરૂષ પ્રયત્નથી ઇશ્વરકૃપા તુરત થઇ જાય છેરે લોલ,
અલ્પ કરે ને ગણું ફળ પામે બેચરદાસ ગાય છેરે લોલ. ,, ૬

## રાસલીલા કાન ગોપીનો સંવાદ.

( મહેતાજીરે શું મહીમુલ બતાવું રે એ લય )

ગોપી–રસીયાજીરે રાસ રમાડો ઉમંગે આવો રમવા રસબસ રંગે
આજે રૂડોરે શુભ પૂનેમપ્રસંગ ચાલો રમવા અતી ઉછરંગે.
ઝુલ–ગરબે રમવા આવો રંગે રૂડા શણગાર પહેરી ઉમંગે,
રસભીના રમો અમ સંગે સર્વે ગોપી ભેગી થઇછે પ્રસંગે.
આવો રમવા રસબસ રંગે. ૧
કાંન–પ્રેમદોરીયેરે છું બંધાયલો નારી પ્રેમઆધીન હું વનમાળી,
ઝુલ–તું પુરૂષનાં મન હરનારી અતી રૂપમાં છુંરે રૂપાળી.
દેખીતી કામણગારી જોયા ચાળારે તારા રસીલી નારી,
પ્રેમ આધીન હું વનમાળી. ૨
ગોપી–મન મોહનરે નાચોનચાવો અમને શું કહીએ ધુતારા તમને
ઝુલ–જાણ્યા જાણ્યા ઠગારા તમને શું જાણો છો પ્યારા મનમેં
ખેલોખેલાવો પ્યારા હમને નૌતમ લીલારે કરી દેખાડો
અમને શું કહીએ ધુતારા તમને. ૩

કાંન–રાસલીલારે રમાડું તુજને નારી તારા પ્રેમે તો હદવાળી,
ગોપી–મનમોહનરે મોહ્યુંછે મનડું અમારૂં જોઈ સુંદીર મુખ તમારૂં,
ઝુલ–અલૌકિક છે દર્શન તારૂં સર્વ જગતથી છે ન્યારૂં,
લાગે છે મુજને પ્યારૂં થઈ છું ઘેલીરે.
મોહ્યું છે મનડું અમારૂં જોઈ સુંદીર મુખ તમારૂં. ૪
કાંન--અલબેલીરે આવોને પ્રેમથી મળીએ હળીમળીને લાવોલઇએ
ગોપી–ગીરધારીરે તમે મળ્યા ને લાવ લીધો,
આજે જન્મ સુફળ કરી દીધો.
ઝુલ–પુરણ પ્રેમનો પ્યાલો પીધો,
પીતાં અમને જીવનમોક્ષ દીધો.
અખંડ અમર ચુડલો કીધો.
દાસકેરારે શામ સલુણા આવો મળીએ.
હળીમળીને લાવો લઇએ. ૫

(મન તું શીદ શોચના ધરે. એ લય.)

આજ મારે આનંદ અંગ ન માય મારે ઘેર આવ્યા મોહનરાય
ઓચીંતાં આવીને ઉભા શી કહું શોભાય.
સુંદીર મુરતી દીસે રૂપાળી કોટી કાંમ લજવાય. મારે ઘેર૦ ૧
સુંદીર શણગાર શોભે રૂપાળા ભાલ તેજ ઝલકાય
મોતીની માળા હાર ગુલાબી જોતાં હરખ નવ માય. ,, ૨
કેસર કેરૂં તીલક શોભે છે ચંદનની અરચાય,
જમણે ગાલે ટીલકડી રૂપાળી દેખી હરખ ન માય. ,, ૩

પ્રેમ કરીને ભેટયા મુજને કરી બહુ કૃપાય,
જીવનમુકિત આપી મુજને અંતર સુખ ઊભરાય. સુણજો ૪
મુખડાની શોભા મરમાળી મીઠે સ્વરે ગાય,
સ્વર સુણીને ચટકી લાગી દેહ ભાન ભુલાય. „ ૫
અઢળક ઢળીયા આવી મુજપર કરી બહુ કૃપાય,
દીવ્યધામ દરશાવ્યાં મુજને દાસને દરશન થાય. „ ૬

( પાતળીઆ પરીશ્રમ લીધો શાને. એ લય. )

વન્દું હું પ્રેમથી હે વિભુ તમને,
મારા છેરે પ્રણામ મારા પ્રણામ છે.
ધન્ય ધન્ય આ મુકત સભાને,
મારા પુરૂષોતમ પુરૂષોતમ છે, વંન્દુ૦ ૧
શીવ બ્રહ્માને વિષ્ણુ તમારી,
આજ્ઞા ધરે છે હમેશરે હમેશરે.
તપ કરે મુની ધ્યાન ધરે ધુની,
માંન મુકી માંની આ.......આ........
મુરતી તમારીનાં દર્શન માટે,
કરે છે ધ્યાન ભજન ધ્યાન ભજનરે. „ ૨
કાળ કર્મ માયા આજ્ઞા તમારીમાં,
રહે છેરે હજુર રહે હજુર રે.
મોટા મોટા યોગી માન મુકી લોગી,
કાંમ તજી ક્રોધી આ.......આ.......

પંચ વીષયના સુખને ત્યાગી,
કરે અખંડ ભજન રે ભજનરે. „ ૩
શુક નારદમુની મોટાઇ પામ્યા જે,
હરી કર્યારે પ્રસંન્ન રે પ્રસંન્ન રે.
પ્રગટ મળ્યા જ્યારે મોક્ષ પામ્યા ત્યારે.
રાજી કર્યા ભારે આ.......આ.........
બેચરદાસના નાથની કૃપાથી,
થયા છે પુરણ બ્રહ્મ પુરણ બ્રહ્મરે „ ૪

( કનૈયા નંદ કે લાલા. એ લય. )

કરી લે ભજન તું ભાવે જન્મ તો ફેર નહી આવે,
મળી જે મુરતી હરીની પ્રગટ છે તેજ ચીંતામણી.
સમરવી ધારી સ્થીરમનથી જન્મ તો ફેર નહી આવે. કરી૦ ૧
સદા તું ધ્યાનમાં ધારી મનની વૃત્તિને વાળી,
અંતરમાં જોને નીહાળી જન્મ તો ફેર નહી આવે. „ ૨
સુખે તું તેમાં જોઇ રહેજે થતા જે ઘાટ બંધ કરજે.
શુન્યની પાર ઉતરજે જન્મ તો ફેર નહી આવે. „ ૩
કોટી રવી ચન્દ્રના જેવો પ્રકાશ ભાળજે તેવો,
દેખાસે તુજને એવો જન્મ તો ફેર નહી આવે. „ ૪
સચ્ચીદાનંદ બ્રહ્મ ભાસે અખંડ આનંદ દેખાસે,
અનુભવ સુખનો થાશે જન્મ તો ફેર નહી આવે. „ ૫
પ્રગટ પરાબ્રહ્મને જોજે મળેલી મુરતી સમરજે,
શામ સુંદીર નીરખજે જન્મ તો ફેર નહી આવે. „ ૬

અખીલ બ્રહ્માંડના સ્વામી પુરણ પુરૂષોતમ ધાંમી,
શામ સુંદીર સુખ નાંમી જન્મ તો ફેર નહી આવે. કરી૦ ૭
રહે અખંડ અક્ષરમાં સેવે છે કોટી મુકતજ ત્યાં,
કહે છે દાસ પુરણ ત્યાં જન્મ તો ફેર નહી આવે. ,, ૮

( રાધા તમારા ઘર પછવાડે. એ લય )

હે મહારાજા મહેર કરીને આપો મુરતી તમારીરે.
બીજું તમારૂં ગમતુંરે દેજો પ્રસન્ન થઇ ગીરધારીરે. હે૦ ૧
તમ વીના મને ગમતું નથીરે જુઠું જગને જાણુંરે,
ધ્યાન ભજન કરીને તમારૂં અખંડ સુખડાં માણુંરે. ,, ૨
શા માટે પ્રભુ વાર લગાડો મુરતી આપી દોનેરે,
પાત્ર બનાવી હે મહારાજા અખંડ હ્રદયે રહોનેરે. ,, ૩
વહેલીમોડી કૃપા કરવી પડશે મોહન મનમાં જાણોરે,
સંત હરીજન થયા અધીરા વાલમ ઉરમાં આણોરે. ,, ૪
તમે મળ્યાને સાધન સહુ પુરાં જય પુરૂષોતમ સમરીયેરે
કલ્યાણ મારૂં થઈ રહ્યું છે મુરતીની ઇચ્છા કરીયેરે. ,, ૫
ધીરજતા નથી રહેતી શામળીયા સંત થયા છે અધીરારે,
પ્રસન્ન થાવોને હે પરમેશ્વર બેચરદાસના પ્યારારે. ,, ૬

( અરે જીવ શું કરવા આથડે. એ લય. )

હરીની યોગકળા ન્યારી દેખ તું જોને વીચારી.
પળમાં રાયનો રંક બનાવે રંક બને અધીકારી,
હુકમ ચલાવે આ દુનીયામાં ભાગ્યતણી બલીહારી. હરીની૦ ૧

ઘડી હસાવે ને ઘડી રડાવે કરી દે ભીખારી,
ખરી વખતમાં સહાય કરીને લે છે ઉગારી. હરીની૦ ૨
ચૌદ લોકની રચના કીધી અલૌકિક ન્યારી,
ઉંચે સ્વર્ગ ને મૃત્યુલોક વચમાં પાતાળની બલીહારી. ,, ૩
અધર હરીનાં ધામ બનાયાં રચના કીધી ભારી,
વૈકુંઠ ગૌલોકમાં કામધેનુ ગાય બનાવી પ્યારી. ,, ૪
સહુથી ઉંચું સર્વથી મોટું અક્ષરધામ ભારી,
અખંડ અચળ રહે છે તેમાં પુરૂષોતમ ગીરીધારી. ,, ૫
અનંતધામના ધામી સ્વામી પુરૂષોતમ અધીકારી,
કાળ કર્મ માયાના પ્રેરક જીવ ઇશ્વરના ધારી. ,, ૬
ઉત્પત્તિ સ્થિતી પ્રલય કરે છે યોગ માયાને ધારી,
બેચરદાસ કહે કલ્યાણ કરતા પ્રગટ થઈ વનમાળીરે. ,, ૭

## ( અક્ષર પુરૂષોતમ દયાળુ પ્રભુ અક્ષર પુરૂષોતમ એ લય)

પુરૂષોતમ ભગવાન આવો પ્યારા પુરૂષોતમ ભગવાન.
આવોને મળીએ દરશન કરીએ લાવો લઇયે મુકી માન. આવો૦ ૧
ભાદરણ ગામે પ્રગટ થયા છો આપોછો મોક્ષનું દાન. ,, ૨
પુરૂષોતમનો નીશ્ચય કરાવો દોછો અલૌકિક જ્ઞાન. ,, ૩
સકળ વિશ્વમાં ભકત તમારા આનંદ કરાવો આઠું જામ ,, ૪
કરી સમાધી ને ધામ બતાવો કાઢોને અજ્ઞાન ,, ૫
ધામ બતાવો ને અનુભવ કરાવો બાઇ ભાઇને તમામ. ,, ૬
નીરવીકલ્પ નીશ્ચય તમારો કરાવો સ્થીતિનું જ્ઞાન. ,, ૭
રાસ રમાડો ને લીલા કરાવો દુઃખ હરોને તમામ ,, ૮
જીવનમુકિત દાસને આપો શાંતી આપો ઠામે ઠામ. ,, ૯

[ હરી હૃદયાના હાર છો. એ લય.

આવ્યાછો ભકતને તારવા ગીરધારીલાલ આવ્યાછો ભકતને તારવા,
પામર પતીતને ઓધારવા ગીરધારીલાલ આવ્યા છો ભકતને તારવા.

ભાદરણગામે પ્રગટ થયા છોરે સંતોને આનંદ કરાવવા. ગીર૦ ૧
કામ ક્રોધને મારી નસાડયારે કાળમાયાથી ઉગારવા. „ ૨
દૈવી મુમુક્ષુને શરણે લાવ્યારે જીવનમુકિત આપવા. „ ૩
અનંત જીવુનાં કલ્યાણ કરવારે દોશ અજ્ઞાનને કાઢવારે. „ ૪
કરી સમાધીને ધાંમ બતાવ્યાંરે પુરૂષોતમનો સીકકો બેસાડવા. „ ૫
ધામ બતાવી નીશ્ચય કરાવ્યારે અતી ઉત્તમ સુખ આપવા. „ ૬
દીવ્ય ભાવ આજ બહુ જણાવ્યોરે મનુષ્ય લીલા કરાવવા. „ ૭
પુરૂષોતમ રૂપ ધરીનેરે કરે નાટક ભરમાવવા. „ ૮
બેચરદાસ કહે નીરખીલોનેરે ધારી લેજો સંભારવા. „ ૯

( મેં તો નીરખ્યા શ્રી ગઢપુરમાં એ લય. )

સુખ સુંદીર શ્રી ઘનશાંમ આવો રમીયેરે,
મારા મનગમતા મહારાજ આપણ મળીએરે. સુખ૦૧

સાખી

પેહેર્યાં પીતાંબર રેશમી જરીયાંની શણગાર,
આભુષણ અંગે ધર્યાં નંગ જડીત છે હાર.

શીર સોનેરી છે પાઘ તોરા લટકેરે,
તારી સુરતી મનોહર લાલ મનમેં અટકેરે. „ ૨

સાખી

ગળે હાર ગુલાબના સુંદીર શોભે અપાર,
કાને કુંડળ શોભતા નંગ જડીત ઝણકાર.

હીમપોંચી કરમાં શોભતી અલબેલારે,
જુવે ગોપી તમારી વાટ આવો વેલારે. સુખ૦૩

સાખી

કરનાં લટકાં કરતા ચાલો રૂડી ચાલ,
મીઠી વાણી બોલીને ઘેલાં કીધાં દયાળ.

અતી આનંદ આપ્યો ઘણો આ સમે અલબેલારે,
મારે સુખના સીંધુ ઉલટયા રંગરેલારે. ,, ૪

સાખી

ગોકુળથી મથુરાં રહ્યા ગઢડે કીધો વાસ,
વડતાલ ડાકોરમાં રૂડાં ધામ રચ્યાં અવીનાશ.

ત્યાંથી પ્રગટ થયા તમે શામ ભાદરણ ગામેરે,
પુરૂષોતમરૂપે આજ કરતા કામેરે. ,, ૫

સાખી

ભાદરણ ધામ રચ્યાં રૂડાં કલ્યાણ કરવા કાજ,
સંતોને સુખ આપતા ધન્ય ધન્ય શ્રી મહારાજ.

કહે દાસ મળ્યા મહારાજ આનંદ કરીએ રે,
હવે વડતાલને છોડીને ભાદરણ જઇએરે. ,, ૬

( નહી ચીજ કોઈ ગળી. એ લય. )

પ્રગટ ભજીલે હરી તું મનવા પ્રગટ ભજીલે તું હરી,
પળમાં પાવન થઈ જઈશ તું સતસંગ લેને કરી. તું મનવા૦ ૧
મોહ માયાને મમતા તજીને સુરતી લેને ધરી,
વિષયમાંથી મુકત થઇને પામીશ મુકિત ખરી. „ ૨
માયા કેરૂં અજ્ઞાન તારૂં સત્સંગથી જાય ટળી,
સત્ગુરૂની મહાન કૃપાથી ભવમાંથી જા તરી. „ ૩
ઉત્તમ સુખ જે જ્ઞાન હરીનું પામીશ મોટું વળી.
જીવનમુકિત મળતાં તારી દશા જશે સુધરી. „ ૪
નીજભકતનાં કલ્યાણ કરવા પ્રગટ થયા છે હરી,
બેચરદાસ કહે અવસર રૂડો નહી મળે ફરી ફરી. „ ૫

( મોહનની મોરલી વાગી એ લય )

આજે હોડી બુડીછે મારી મહીમાતાએ ઊંધી વાળી.
વારવોડથી હરીજન બેઠાં ઘરડાં બાળક સહુ પેઠાં.
પાછળ રહ્યા ગીરધારી મહીમાતાએ ઊંધી વાળી. આજ૦ ૧
ભરનદીએ હોડી ચાલી મહીસાગર વચ્ચે મહાલી;
ઘણો આનંદ વરત્યો ભારી મહીમાતાએ ઉંધી વાળી. „ ૨
મહીનદીની વચ્ચે આવ્યાં પાણી પેઠું ગભરાયાં;
ચઢયો જ્વાર નદીમાં ભારી મહીમાતાએ ઊંધી વાળી. „ ૩
જીવણ કહે પાણી ભરાયું અરે માઝી ઘણુંઘણું આવ્યું.
ઝુગાં કહે હરી લો ધારી મહીમાતાએ ઊંધી વાળી. „ ૪

મારી નાવડી ધીમી ચાલે પચાસ હરીજન મહાલે,
કર્યું ભજન પુરૂષોતમચારી મહીમાતાએ ઊંધી વાળી. આજ૦ ૫
બે ભાગ નદીમાં આવ્યા માછી પડયા ગભરાયાં,
પડી ઊંધી હોડી બુડી મારી મહીમાતાએ ઊંધી વાળી. ,, ૬
હરીજન પકયાં જળમાંહી દુર આરો પાણી ઘણું તાંહી,
વારે આવો ભુડયાં ગીરધારી મહીમાતાએ ઉંધી વાળી. ,, ૭
એકદમહરી આવ્યા વહારે જળખસી ગયું તે વારે.
જળવચ્ચે પૃથ્વી દેખાઇ મહીમાતાએ ઉંધી વાળી. ,, ૮
અરે નીકળ્યાં નરનારી ક્ષેમકુશળથી બલીહારી,
દાસ બેચરે નજરે ભાળી મહીમાતાએ ઉંધી વાળી. ,, ૯

( વારે આવોને મારા નરહરી લાલા. એ લય. )

વાહ વાહ પુરૂષોતમલાલા તમારી લીલા,
તમારી લીલા શી કહું છબીલા. વાહ૦ ૧
લીલા તમારી નીત્ય નવી ન્યારી,
નીત્ય નવી ન્યારી અલૌકિક ભારી, ,, ૨
જે જે સમે થવાની લીલા બતાવો છો,
લીલા બતાવોછો પહેલાં જણાવોછો. ,, ૩
ભાદરણ મંદીરમાં ચોર પેશવાના,
ચોર પેસવાના જયારે આવવાના. ,, ૩
એવી લીલા "મુગાં બાઇને" બતાવી,
બાઇને દેખાઇ ધ્યાનમાં જણાઇ. ,, ૪
જેવી બનવાની તેવી લીલા દેખાઇ,
લીલા દેખાઇ કાસીને જણાઇ. ,, ૫

ભગવાનને મારતાં ચોરોને દીઠા,
ચોરોને દીઠા મંદીરમાં પેઠા. „ ૬
એવી લીલા "મુગાં" આઈને દેખાઇ,
નડીઆદ દેખાઇ ભકતને કહાઇ. „ ૭
બીજે દીને ચોર ભાદરણમાં આવ્યાની,
ભાદરણ આવ્યાની માર માર્યાની. „ ૮
ધ્યાની મુનીએ નીજ ઘેર ઘેર જાણ્યું,
બેચરે જાણ્યું ન રહ્યું છાનું. „ ૯

( અક્ષર પુરૂષોતમ. એ લય )

એકજ પુરૂષોતમ જગતમાંહી એકજ પુરૂષોતમ,
ઉત્પતિ સ્થિતી પ્રલય કરતા જેણે રચ્યુંછે આ બ્રહ્મ. એકજ૦ ૧
પુરૂષમાત્રમાં સહુથી ઉત્તમ આદી અનાદીના બ્રહ્મ. „ ૨
વચનામૃતમાં અને ભાગવતમાં જ્યાંને ત્યાં પુરૂષોતમ. „ ૩
રામ કૃષ્ણ હરીપૂર્વે હતા જે અવતારી સેજાનંદ. „ ૪
જે સમે જે જે પ્રગટ થયા છે તેજ છે પુરૂષોતમ. „ ૫
માટે પરોક્ષને નવ સંભાળો તેથી સરે નહી કામ. „ ૬
નામ જુદાં જુદાં ધર્મવાળાએ ગોઠવ્યાં છે અનુક્રમ. „ ૭
વાડા વાળીને નામ પાડયાંછે ચલાવ્યો પોતાનો ધર્મ. „ ૮
આજ સુધી અંધાઅંધમાં ચાલ્યું જ્યાંને ત્યાં પોલુંભમ. „ ૯
આજ પુરૂષોતમ પ્રગટયા જ્યારે ત્યારે પાડી છે ગમ. „ ૧૦
સર્વ જગતના તેજ પતી છે પુરૂષોતમ પરીબ્રહ્મ. „ ૧૧
કલ્યાણદાતા મોક્ષપતી છે ભાવે ભજો એકદંમ. „ ૧૨
ભજન કરી લો પુરૂષોતમનું બેચર કહે ચોખું ચમ. „ ૧૩

## રાગ ધોળ.

ભરતખંડ ગુજરાતમાંરે પ્રગટયા પુરણબ્રહ્મવાલા
ભાદરણગામે વીચર્યા રે શ્રીહરી પુરૂષોતમવાલા. ભરતખંડ૦ ૧
ગુરૂ પ્રાગજી પ્રતાપથીરે થયા મોટા ભગવાનવાલા.
ગઢડે યજ્ઞ થયો હતોરે શ્રીહરી કર્યા પ્રસન્ન વાલા. „ ૨
પુરૂષોતમને વરીયારે આપ્યું ઐશ્વર્ય જ્ઞાન વાલા,
સંવત ઓગણપચાસ સાલમાંરે પ્રગટયા શ્રીભગવાનવાલા.„ ૩
પુરૂષોતમપણું જણાવીયુંરે બતાવ્યાં નીજધામ વાલા.
દેશમાં ડંકો વગાડીયોરે કીધાં અલૌકિક કામ વાલા. „ ૪
મુક્ત મુમુક્ષુને ખેંચીયારે લેવા શરણમાં જરૂર વાલા.
કલ્યાણના સાદ પડાવીયારે કૃપા કીધી ભરપુર વાલા. „ ૫
સમાધી પ્રકરણ ચલાવીયુંરે પરચાનો નહી પારવાલા.
અનેકધાંમ બતાવીયાંરે ભાદરણમાં નીરધાર વાલા. „ ૬
ધર્મ એકાંતીક પ્રગટયોરે આપ્યાં જ્ઞાન અપાર વાલા.
જયજયકાર વરતાવીયોરે કહે બેચર આવાર વાલા. „ ૭

( વા વાયો ને વાદળ ઉમટયાં એ લય. )

ઓરા આવોને કહું એક વાતલડી,
તમે રમી આવ્યા કયાં શામ. ઓરા૦
પ્રભુ કયાં રમી આવ્યા રાતલડી,
હું જાણું તમારી વાત ઓરા૦ ૧
તમે ભકત બોલાવે ત્યાં જાઓ છો,
કરો ભકત તણાં બહુ કામ. „ ૨

દીવ્યેરૂપે પ્રભુ તમે આવ્યા હતા,
ગામ વલાસણમાં મહારાજ. ઓરા૦ ૩
બેચરભાઇને દરશન દીધાં હતાં,
દીવ્યરૂપે તમે ઘનશાંમ. ,, ૪
કયાંથી આવ્યા પ્રભુજી મહેર કરી,
કરી કૃપા બહુ તમે શામ. ,, ૫
અહીં આવ્યા છીએ દરશન દેવાને,
હરીભક્તનું કરવા કામ. ,, ૬
દઇ દરશન અદ્રશ્ય થયા હતા,
કહે દાસ જણાવ્યો પ્રતાપ. ,, ૭

( જીવલડા આજ કે કાલ જાવું. એ લય. )

સમર સુખકંદ પ્રગટ મોરારી અલૌકિક સુરતીછે આનંદકારી સમર૦
શોભા એની મુખે કહી નવજાય કોટી રવીચંદ્ર દેખી લજવાય.
મળ્યા મુને એવા મહા મુનીરાય. ,, ૧
સમેયામાં સંત હજારૂં ભરાય પ્રગટ પ્રભુજીને મળી હરખાય,
નવી નવી વાતુ અલૌકિક થાય. ,, ૨
સવીકલ્પ નીશ્ચય ત્રણ પ્રકાર પુરો થયો હવે તે નીરધાર,
બેઠો હવે નીરવીકલ્પ ચોથો પ્રકાર. ,, ૩
બ્રહ્માંડના ભગવાનનો નીશ્ચય થયો,
પ્રગટ પુરૂષોતમનો ભકત કહેવાયો.
બાકી નીશ્ચે પીંડના પ્રભુજીનો રહ્યો. ,, ૪

હવે સંતો કરવાનું આવ્યું તમારે,
ભજન કરો નીશદીન સાંખ્ય વીચારે,
ગાફલપણું રાખો નહીરે લગારે. સમર૦ ૫
ઋષી નરનારાયણ બદરીકાશ્રમ કરે તપ મોટું એ ભગવંત
પ્રગટના ભકતને ન થાય વીઘન. ,, ૬
પ્રગટના જે ભકત એકાંતિક સારૂ કરે તપ મોટું એ રૂષીકૃપાળુ,
તેનું ફળ મળશે તમને પ્યારૂં. ,, ૭
ધર્મજ્ઞાન વૈરાગ્ય અલ્પજ હશે રૂષીના પ્રતાપથી મહત થશે,
તેનું ફળ પ્રગટના ભકતને મળશે. ,, ૮
શુદ્ધ સત્વગુણ વરતે જ્યારે બ્રહ્મદર્શન થાશે તેહવારે,
અલૌકિક અનુભવ થાશે ત્યારે. ,, ૯
જેમ જેમ ભજનમાંહી ઉતરશે તેમ તેમ બ્રહ્મપ્રકાશ વધશે,
અનંતકોટી બ્રહ્માંડમાં તેહ ભળશે. ,, ૧૦
દેખાશે બ્રહ્મપ્રકાશ જ્યારે સર્વત્ર બ્રહ્મભાસે તેહવારે,
અનુભવ પ્રત્યક્ષ થાય તે વારે. ,, ૧૧
સંતો મોટી ઘાંચ બ્રહ્મની આવશે,
સમજણુ હશે તે તો પાર પડશે,
નહિ તો બ્રહ્મમાંહી લીન થાશે. ,, ૧૨
બ્રહ્મમાંહી શાસ્ત્રની દૃષ્ટિ વીચારે પ્રભુજી પ્રગટ છે સાકારે,
આતો તેજ બ્રહ્મનું છે નીરાકારે. ,, ૧૩
પછી પ્રગટમુર્તીને ત્યાં ધારે દેખાસે પ્રગટ પરીબ્રહ્મ ત્યારે.
કોટી કોટી સૂર્યનું તેજ તે વારે. ,, ૧૪

દીવ્યમુર્તીમાંથી તેજ વધશે દેખાતું બ્રહ્મપ્રકાશનું ઘટશે.
જોનારાને અનુભવ ત્યાં થાસે. „ ૧૫
બ્રહ્મસ્થિતી જવેરભાઇને થઇ સર્વ સંત હરીજનને વાત કહી,
અનુભવ પરીક્ષા ભાદરણ લેવાઈ. „ ૧૬
જ્યારે જ્યારે ભજનમાંહી તે જાય માયાના ગુણથી પર થાય
જોતાં જોતાં બ્રહ્મપ્રકાશ દેખાય. „ ૧૭
એવી સ્થિતી થાશે સહુને જ્યારે અનુભવ થાશે મહા તે વારે
પરમપદવી મળશે તમને ભારે. „ ૧૮
સાધન સર્વે તેને પુરાં થાય દેહતણાં દુ:ખ સર્વે જાય,
કહે બેચરદાસ બ્રહ્મરૂપ થવાય. „ ૧૯

( માઠું લગાડો તો મારા સમ છે સલુણીરે એ લય )

અલૌકિક સતસંગ મળ્યો મુને આજરે,
મળ્યા મુને આજ પ્રભુ સર્યું મારૂં કાજરે. અલૌકીક૦ ૧
ધન્ય ભાગ્ય ધન્ય ઘડી ધન્ય બાઈ ભાઇરે.
પ્રગટ પ્રભુની સંગે જેની પ્રીતો બંધાઇરે. „ ૨
અક્ષરધામી મુકત સરખા આ બધા સત્સંગીરે.
એ બધા સત્સંગી મુકત પુરૂષોતમના સંગીરે. „ ૩
પૂર્વ જન્મના ભકત સર્વે ભાદરણમાં ભરાયારે,
ભકિત કરેલી પુર્વજન્મની આ જન્મે ઓળખાયારે „ ૪
પ્રગટ હરીનો સંશય નીશ્ચય આ જન્મમાં થાયરે
આ જન્મમાં થાયે તેને બીજે જન્મે સમજાયરે. „ ૫

નવો આદરછે આ જન્મમાં થયા પ્રથમ સંસ્કારરે,
બીજા જન્મમાં ફળસે તેને શાસ્ત્રથી સમજો સારરે. અલૌકિક૬
જેવા જેને સંસ્કાર થાય તેવા તેને ફળસેરે,
તેવા તેને ફળશે ભાઈ પ્રગટ પ્રભુજી મળશેરે. ,, ૭
મધ્ય પ્રકારના ઓગણુસાઠમાં કહ્યુંછે મહારાજેરે,
અનેક જન્મે સીદ્ધ થઇને થાશે તેનું કાજરે. ,, ૮
પ્રગટ પ્રભુનો નીશ્ચય જેને આ જન્મમાં થાયરે,
એચરદાસ કહે અક્ષરધામે જરૂર તે તો જાયેરે. ,, ૯

( ઉતારો વેઠની ગાંસડી. રે એ લય. )

શ્રીહરી મુખની વારતારે જીવનમુક્ત થવાય.
સમજી રાખો અંતરમાંરે જીવનમુક્ત થવાય.
નીશ્ચય નીરવીકલ્પનોરે ચોથા પ્રકારનો જાય છેરે. જીવન૦ ૧
હરી કર્તા થકાછે અકર્તારે જાણો જરૂર મારા નાથને ,, ૨
જેવી નીષ્ઠા પરોક્ષ દેવમાંરે તેવી રાખો પ્રત્યક્ષમાંરે ,, ૩
મહાત્મસહીત હરીભક્તિરે શ્રદ્ધાસહીત કરો શામનીરે ,, ૪
હરીવચન અનુસરવુંરે મહામોટા સુખને પામશોરે. ,, ૫
રાખો વીશ્વાસ વચનમાંરે ભારે પદવીને તમે પામશોરે ,, ૬
ઇયળની ભમરી થાયછેરે ઇયળનું અંગ ફરી જાયછેરે. ,, ૭
તેમ હરીને જેવા જાણુસોરે દાસ કહે તેવે રૂપે પામસોરે,, ૮

( પધારે વટપતન સ્વામીરે એ લય. )

આજ મારે આનંદની હેલી રે,
ગીરધરજીને જોવા માટે થઇ હું તો ઘેલી. ૧

મનોહર મુરતીને નીરખીરે,
એક ચીત્તે અંતરમાં ઉતારી મનમાં બહુ હરખી. ૨
સુખના સીંધુ ઉભરાયા રે,
પુરૂષોતમ સ્વામીને મળતાં અમૃત સુખ આયા. ૩
ભાદરણમાં હરી નાટક થાયે રે,
ખેલ અલૌકિક જોતાં જોતાં દુઃખ નાસી જાયે ૪
થયા પ્રભુ મનુષ્ય દેહ ધારી રે,
હીંડોળા પર સન્મુખ બેઠા પ્રગટ ગીરધારી ૫
બોલ્યા શ્રી હરી મુખે એવું રે,
પ્રેમ કરીને નીરવીકલ્પના પાઠ લખાવું. ૬
માયાએ અનેક રૂપ ધરીયું રે,
પૃથ્વી પાણીનું સર્વ રચીયું કામ એવું કરીયું. ૭
દેખાવા માત્ર કાર્ય કરાયું રે,
પૃથ્વી પાણી ભેગું કરીને સર્વ ઘાટ ઘડીયું. ૮
પોતાને પૂર્ણ કામ માનો રે,
પુરૂષોતમના દરશનથી પરમપદ જાનો. ૯
કર્મ તમે શુભ કર્યા કરજો રે,
વીશ્વાસ રાખી વાલમજીનો ઉરમાં ધરજો. ૧૦
શાસ્ત્રમાં લખી છે જે પ્રાપ્તિ રે,
ધર્મ અર્થ ને કામ મોક્ષ મળે મહા મુકિત. ૧૧
મહાત્મ સહીત કરો તમે ભકિત રે,
બેચરદાસ કહે પ્રગટ પ્રભુને મળ્યાથી મુકિત. ૧૨

**( ક્યાંથી આ સંભળાય મધુર સ્વર એ લય )**

ચાલ્યા પલાંણા ગામ અક્ષરપતી ચાલ્યા પલાંણા ગામ
ભકતવચ્છળ સદા શામ અક્ષરપતી ચાલ્યા પલાંણા ગામ.
જરકસી જામા ને પાઘ સોનેરી શોભે છે સુંદીરશામ. અક્ષર૦ ૧
મોતીના તોરા લટકે છે સારા લજ્જા પામે કોટી કામ. ,, ૨
શોભે છે સુંદીર ફેંટો રૂપાળો મુકત સહીત ચાલ્યાશામ. ,, ૩
જીક ભરેલા બુટ છે સારા પહેર્યા છે ધનશામ. ,, ૪
કનક કડાં ને સાંકળાં સુંદીર વેઢ વીંટી હસ્ત શામ. ,, ૫
મોતીની માળા ને હાર રૂપાળા નીરખતાં બ્રહ્મધામ. ,, ૬
અનંત જીવનો ઉદ્ધાર કરવા ફરે છે ગામે ગામ. ,, ૭
કુબેરભાઇને ઘેર પધાર્યા પુરૂષોતમ સુખધામ. ,, ૮
દરશન દેતા પાવન કરતા આનંદ કરતા આઠુ જામ. ,, ૯
સુંદીર મુરતી ઉરમાં ઉતારો દાસ કહે પામો ધામ. ,, ૧૦

( વા વાયો ને વાદળ ઉમટયાં. એ લય. )

ફાગણ વદી પડવે પ્રભુ પ્રગટયા હતા. આવ્યા પુરૂષોતમમાં ભગવાન.
મળવા આવો સુંદીરવર શામળીઆ.
ગઢડામાં તે યજ્ઞ થયો હતો સંવત ઓગણપચાની સાલ મળવા૦ ૧
ગુરૂ પ્રાગજી મહારાજ પધાર્યા હતા,
આવ્યા પુરૂષોતમ કરી પ્યાર ,, ૨
યજ્ઞ પુર્ણાહુતી થઇ જે વારે પ્રભુ પ્રસન્ન થઇ ગયા ત્યાંય. ,, ૩
દીવ્યમુર્તી નીકળી તે વારે વળી પુરૂષોતમની સાથ. ,, ૪

પ્રાગજી મહારાજ બોલ્યા રાજી થઈ,
કર્યું સગપણ પુરૂષોતમની સાથ. મળવા૦૫
પછી પીજગામે પ્રભુ ગયા હતા જણાવ્યું ભગવાનપણું જઇત્યાંય „ ૬
જવેરભાઇનો તાવ હાંકી કાઢયો સાજા કરી દીધા એકદંમ. „ ૭
તમે ભગવાનપણું જઇ વાપર્યું હતું,
મળ્યા ભાગોળે જઇ મહારાજ „ ૮
હું ભગવાન છું એમ તમે કહ્યું હતું,
આવ્યા મુજમાંહી પરીબ્રહ્મ. „ ૯
સમાધીમાં તે ધામ દેખાડતા હતા,
દીવ્ય પ્રકાશમાં ઘનશામ. „ ૧૦
મુળજીભાઇને ઘેર જઇ ઉતર્યા હતા,
ઘણાં ઐશ્વર્ય જણાવ્યાં ત્યાંય. „ ૧૧
મુળજીભાઇનું તન મન ધન લીધું,
થયો પરચો મોટો એક ત્યાંય „ ૧૨
પુત્ર ઉમેદભાઈ વાવણી કરવા,
ગયો ખેતરમાં ઓરવા કાજ. „ ૧૩
બળદ જોડયા ને ત્રણ મુરતી ઉભી,
પ્રાગજીમહારાજ ગુણાતીવાનંદ. „ ૧૪
બેઉ બાજુ છત્ર ધરી ઉભા છે,
વચ્ચે પુરૂષોતમ ઘનશામ. „ ૧૫
કોટી કોટી સૂર્યના પ્રકાશમાં,
દીવ્ય મુરતી ઉભી રહી ત્યાંય „ ૧૬
જોઇ ઘેર ગયા ઉમેદભાઇ,
કહી પીતાને સઘળી વાત. „ ૧૭

મુળજીભાઈ કહે કેમ પાછાં આવ્યો,
બોલ્યા ઉમેદભાઇ કરી પ્યાર. „ ૧૮
પીતા બળદ જોડયા ને ત્રણ મુરતી,
પ્રાગજી ગુણાતીત પુરૂષોતમ. „ ૧૯
માટે સેવા કરો પુરૂષોતમની,
એ છે સાચા પ્રગટ ભગવાન. „ ૨૦
રાખો પ્રભુજીને બહુ પ્રેમ કરી,
આવ્યા મહેર કરી ધનભાગ્ય. „ ૨૧
પ્રભુ પધાર્યા પીજગામમાં,
ચાલી ગામે ગામમાં વાત. „ ૨૨
મરે મરકીના રોગે જન ત્યાંહી,
કર્યાં સજીવન તમે નાથ. „ ૨૩
જાણ્યું વડતાલ વીહારીલાલે,
પુજાય પુરૂષોતમ પીજગામ. „ ૨૪
લખ્યો પ્રાગજી મહારાજને પત્ર રૂડો,
શિષ્ય તમારો પુરૂષોતમ. „ ૨૫
પીજગામે ભગવાન થઇ પુંજાય છે,
ઘટે એમાં અમારૂં માપ. „ ૨૬
પછી પત્ર ગુરૂજીએ લખ્યો હતો,
ઊંચાં ભરવી દેજો હથીયાર, „ ૨૭
પત્ર વાંચી ગુરૂનો ઘેર જાજો,
લેજો કામ પડે હથીઆર. „ ૨૮
તમે ગુરૂજીની આજ્ઞા પાળી હતી,
ત્રણ વરસ સુધી મહારાજ. „ ૨૯

પછી ભાદરણમાં ભેંસો ચારતા હતા,
દુધ વેચી ભરતા પેટ. મળવા૦ ૩૦

પછી ગુરૂ સ્વધામ ગયા જ્યારે,
આવ્યા વડતાલમાં તમે શામ. ,, ૩૧

રૂડી રસોઇ ગુરૂજીની આપી હતી,
આવ્યા સંત હરીજન ત્યાંય. ,, ૩૨

તમે દરવાજે જઇને ઉભા હતા,
દીધાં દરશન જણાવ્યો પ્રતાપ. ,, ૩૩

સુખસજ્જામાં પરચો થયો હતો,
પેર્યો મુરતીએ પાટીદાર પાઘ. ,, ૩૪

સાધુ બ્રહ્મચારી કરે વાતલડી.
એક કઉતક થયું છે આજ. ,, ૩૫

પહેર્યો પાઘ મંદીરમાં મુરતીએ,
જેદી આવ્યા પુરૂષોતમ ત્યાંય. ,, ૩૬

ગયા પ્રાગજીને પુરૂષોતમ થયા,
જુવો ઉભા દરવાજે આજ. ,, ૩૭

એજ પ્રગટ પ્રભુનો વર્તારો,
કરે પરસ્પર એમ વાત. ,, ૩૮

પ્રભુ ગણપતના મઠમાં ઉતર્યા હતા.
દીધાં દરશન કરીને મહેર. ,, ૩૯

પછી ભાદરણ જઈ ગામને નોંતર્યું હતું,
સહુ આવજો જમવા ઘેર ,, ૪૦

તમે શીરો સવામણનો કર્યો હતો,
આખું ગામ જમી ગયું શામ ,, ૪૧

અષ્ટસિદ્ધિ આવીને હાજર થઈ,
ઘણું વધ્યું રાંધેલું અન્ન, ,, ૪૨
એવી દીવ્ય સામરથી વાપર્યા હતી,
તમે અકળને કેમ કળાય. ,, ૪૩
પ્રભુ ભાદરણમાં ઘેર ઘેર પધરાવ્યા,
બહુ વધ્યું તમારૂં માન. ,, ૪૪
ઘણા પરચા ભાદરણમાં જણાવ્યા,
કરી અગમ નીગમની વાત. ,, ૪૫
કર્યા ચાર સમૈયા ભાદરણમાં,
તેડયાં હરીજનો નરનાર. ,, ૪૬
એવી રીતે પ્રગટ તમે થયા હતા,
ગાયો એચરે ગુણ ઈતિહાસ. ,, ૪૭

## સંધ્યા આરતી.

જય મંગળ મુરતી પ્રભુ જય મંગળ મુરતી,
આરતી પ્રેમે ઉતારૂં વંદુ પ્રેમવતી. જય મંગળ૦ ૧
અંગોઅંગ આભુષણ પહેરી મલપંતા,
ટોપી મધ્યે તોરા મન મારૂં હરતા. ,, ૨
મુખારવીંદની શોભા મણીમય ચળકંતી,
મોતીડાની માળા ચીત્ત મારૂં ચોરતી. ,, ૩
પીતાંબર પહેરીને મલપંતા ચાલે,
જરીયાંની કોટ પહેરા આનંદ બહુ આલે. ,, ૪
સોનેરી શેલાના પાલવ ઝગઝગતા,
મણીમય મુગટ ચળકે હરીજન હરખાતા. ,, ૫

કંઠે હાર ગુલાબી શોભે બહુ સારા,
બાજુ બંધ ને ગજરા લાગે રૂપાળા. જય મંગળ૦ ૬
કાને કુંડળની છબી લળક લળક લળકે,
ઝાંજર તોડા ઘુઘરી છંમ છંમ ઠમકે. „ ૭
સોનેરી ઘડીઆળે સુધ બુધ હરી લીધી,
પાવડીઓ જોઈ પ્યારા થઈ હું તો ઘેલી. „ ૮
રહેજો નેનુકી આગે પ્રભુ આવાને આવા.
બેચરદાસ એ વર માગે છે માવા. „ ૯

## થાળ.

આવો રૂમઝુમ કરતા લેરી, જમાડું ગીરધારી ગીરધારી.
પ્રેમે પધારો મુગટ પહેરી. જમાડું ગીરધારી ગીરધારી. ૧
વાલા લાડુ મોતૈયા ઠાર્યાછે જમો નાના નાજુક બહુ વાળ્યા.
જમાડું ગીરધારી ગીરધારી. ૨
વાલા શાક બટાટાનાં ભાવે છે શીરો ને લાબસી ફાવે.
જમાડું ગીરધારી ગીરધારી. ૩
વાલા ધારીને દુધપાક છે પુરી જમો તાજી જલેબી સારી.
જમાડું ગીરધારી ગીરધારી. ૪
વાલા ભાત પંખાળીનો કીધો છે માંહી ઘીનો દોરો દીધો.
જમાડું ગીરધારી ગીરધારી. ૫
વાલા પાપડને ભજીયાં તાજાછે પ્રીતે જમજો મઠાને રાયતાં.
જમાડું ગીરધારી ગીરધારી. ૬
ધીમે રહી વાલા જમજોજી દાસ બેચરને પ્રસાદી દેજો.
જમાડું ગીરધારી ગીરધારી. ૭
પ્રેમે આરોગો પાનબીડી તજ લવીંગ ઈલાયચી ઝાઝી.
જમાડું ગીરધારી ગીરધારી. ૮

( ઓરા આવો મારા લેરખડા લેરી. એ લય. )

ઓરા આવો મારા મીઠડા ગીરધારી,

તારી મુર્તી અલૌકિક છે ન્યારી. ઓરા૦

તારા મુખડાની શોભા જોઈ મોહન,

નાખું તન મન ધન સર્વસ વારી. ,, ૧

તારા મુખડાની મીઠી વાણી તેમાં અટકી મન વરતી મારી. ,, ૨

તારી દીવ્ય મનોહર આંખલડી તેણે વશ કીધી જગની નારી. ,, ૩

તારી નાસીકા અતી નમણી જોઇને,

મોહી રહ્યું છે મનડુ ત્રીપુરારી. ,, ૪

તારા ભાલ તીલકની સુંદીરતા પામું આનંદ અંતરમાં ભારી ,, ૫

તારૂં નવલ કસુંબી મોળીડું નીત્ય રાખું અંતરમાં ધારી. ,, ૬

તારૂં છોગલીયું દેખી મોહન ઘરકામડલું હું વીસારી. ,, ૭

તારી મુરતી મારે મન વસી નહી મુકું એક ઘડી ન્યારી. ,, ૮

તારૂં મુખ જોઇને મોહની લાગી બીજું કાંઇ ગમે નહી સુખકારી.,, ૯

તમે પ્રગટ થઈ અઢળક ઢળ્યા. નીત્ય સેવું દાસ કહે ધારી. ,, ૧૦

(મન માને નહી સો ફેરા સમજાવું તોય શું થાય. એ લય)

હરીભજનથકી હરીના ભકતો હરીના સરખા થાય.

અતી આનંદથી પ્રગટ પ્રભુના ગુણલા હરનીશ ગાય.

હરીઆજ્ઞામાં નીશદીન રહેતા સુખદુ:ખ આવે તેભોગવતા

હરી સમરણમાં આનંદ કરતા હરી૦ ૧

ધર્મજ્ઞાનવૈરાગ્ય ભકિતવતી મળે મુકિત મહાએકાંતીક અતી.

પામે ભજનથકી જીવનમુકિત. ,, ૨

અંતર સન્મુખ વૃત્તિ કરી કરે ભજન પ્રગટનું ધ્યાનધરી.
દીવ્યચક્ષુથી દેખે પરીબ્રહ્મ હરી. „ ૩
થાય દ્રષ્ટિ અલૌકિક તે વારે થાય બ્રહ્મતણાં દરશન ત્યારે.
સચ્ચીદાનંદ બ્રહ્મ ભાસે ત્યારે. „ ૪
કોટી કોટી રવી જાંખા થાયે એવો બ્રહ્મપ્રકાશ દેખાયે.
હરી મુરતી જોતાં દુઃખ જાયે „ ૫
જેવી બ્રહ્માંડમા પ્રગટ મુરતી તેથી અક્ષરમાં કીશોર અતી.
પણ ફેર નથી ત્યાં એક રતી. „ ૬
જેમ કીટ મટી ભમરી થાયે સર્વ રૂપગુણ તે બદલાયે.
તેમ હરીકૃપાથી હરી થાયે. „ ૭
હરીકૃપાથી બ્રહ્મરૂપ થઇજાયે કાળકર્મ માયાથી ન લેવાયે
હરીકૃપાથી હરીરૂપ થાયે. „ ૮
હરી પ્રગટતણું ભજન સાચું કહે બેચરદાસ બીજું કાચું.
મળે રોકડું ફળ તુરત સાચું. „ ૯

( પ્રભાતી. રાગ કેદારો. )

અક્ષધામના નાથ જે અધીપતી પ્રગટ પુરૂષોતમ સ્વામી મળીયા.
કીધી કૃપા અતી ભકતજન કારણે,
આજ આનંદના ઓધ વળીઆ. અક્ષર૦ ૧
ધર્મ એકાંતિક આજે સ્થાપન કર્યો,
બ્રહ્મવિદ્યા તણી શાળા માંડી.
ભાદરણ ગામમાં ધામ રૂડાં કીધાં,
આવે નર નારી દરશને દોડી. „ ૨

કામ ને ક્રોધનાં બીજ બાળી દીધાં,
દૃષ્ટિ અમૃતતણી કીધી આજે.
બ્રહ્મસુખ આપીને શાંતિમાં રાખીને,
અજ્ઞાન કાપીયાં ધન્ય રાજે. ,, ૩
પ્રતાપ જણાવીયો ડંકો વગાડીયો,
દૈવી મુમુક્ષુ જીવ શરણે લીધા.
ધામ દેખાડીયાં કલ્યાણ કરીયાં,
અલૌકિક પરચા આજ દીધા. ,, ૪
સુખતણા સીંધુ આજેરે ઉલટયા,
કામ પુરણ થયું આજે મારૂં.
બેચરદાસના નાથને સેવતાં,
મોક્ષપદ મળીયું અધીક પ્યારૂં. ,, ૫

આ જગમાં જેણે મન જીત્યું તેણે જીત્યું સર્વ ગણાય. એ લય.

આ ભવમાંહી જેણે હરી ભજ્યા તેણે જીવ્યું જગમાં ગણાય
વિષયમાં મદમસ્ત બની મુર્ખ કાળને ફાંસે ફસાય. આ ભવ૦ ૧
દૈવી મુમુક્ષુ ભકત હરીના ગુણલા અહોનીશ ગાય.
પ્રગટ હરીના નીશ્ચયથકી આ ભવસાગર તરી જાય. ,, ૨
જ્ઞાન વૈરાગ્ય ધર્મભકિતથી એકાંતિક ભકત થાય.
બ્રહ્મસુખના આનંદ માંહી પરીબ્રહ્મના ગુણ ગાય. ,, ૩
હરીકૃપાથી ઐશ્વર્ય પામે મુકત વિદેહી ગણાય,
બેચરદાસ એમ કહે છે જગમાં હરી થઇ પુંજાય. ,, ૪

( વાલો પ્રેમને વશ થયો રાજી રે. એ લય. )

મુને હરીભજન લેહે લાગીરે હુવે સંસારની ભ્રમણા ભાગીરે
મોહનીંદ્રામાંથી જબકી જોયું મેં તો જાગી.
શામળીયાનું સગપણ કીધું હુવે થઇ ગઇ છું વેરાગીરે. મુને૦
જુઠી માયા જુઠી કાયા જુઠાં સંસારી.
તુચ્છ જગતમેં જાણી ત્યાગી મારી હરીસંગે લગની લાગીરે „ ૨
ધન દારાને પુત્ર પરીવાર મુકયાં વીસારી.
હરી હરીજન શું હેતજ કીધું હુવે થઇ રહી બડભાગીરે. „ ૩
કામનેકાજ કાંઇ નવ સુજે અંતરમાં અવીનાશી.
સુધ બુધ મારી હરી લીધી મારા ચીતમાં ચટકી લાગીરે.
ભવસાગરમાં બુડતાં વાલે બાંહ્ય ગ્રહી લીધી.
અખુટ આનંદ આપ્યો મુજને મારી નીરભેની નોબત વાગીરે „ પ
સુખ અલૌકિક શાંતિ આપી દુઃખ દળદર કાપી.
જ્ઞાન ધ્યાનકી ગોળી દીધી મારી ભવતણી વેદના ભાગીરે. „ ૬
શામળીયાની સંગે રમતાં પ્રેમની ગાંઠ પડી.
બેચરદાસને છેલ છોગાળે આજ ભારંદણુ વેણુ વગાડીરે. „ ૭

( રાગ માદ )

આવો પ્રગટ બીહારી મુરતી તમારી શોભે અલૌકિક આજ
અતી કામણગારી મન હરનારી શોભે અલૌકિક આજ.
સુંદીર મુર્તી જોઇ તમારી લજવાયા રતી કામ.
કોટી રવીચંદ્ર લજજા પામીને થયા આકાશમાં શામરે. આવો૦૧
ધામતણા તમે ધામી સ્વામી કરૂણાળુ સુખકંદ.
સર્વ સુખના ધામ તમે સ્વામી પ્રગટ સેજાનંદરે. „ ૨

તુમ શરણુમાં સુખ રહ્યું છે અખંડને અવીનાશ,
જે જન આવે શરણુ તમારે તેને દોછો અક્ષરવાસરે. આવો૦૩
દરશન થાવું તમારૂં મહા દુર્લભ કૃપા કરો તેને થાય,
પ્રેમીજનોની પ્રેમભક્તિથી વશ થઈ જાવો સદાય રે. „ ૪
પદ તમારૂં લેવાને માટે ધરે જોગી નીત્ય ધ્યાન,
રાજાઓ રાજ્ય મુકી તપ કરતા ઉતારી અભીમાનરે. „ ૫
દાસ તમારાને દરશન દોછો પ્રગટ થઇ તમે આજ,
આનંદ આપ્યો અતીઘણો વાલા પુરૂષોતમ મહારાજરે. „ ૬
સંત સમાગમ આપ્યો ભારી ઓળખાવ્યો સંતસંગરે,
રૂપ અલૌકિક નીરખી તારૂં લાગ્યો છે મુજને રંગરે. „ ૭
અક્ષરધામના તખ્ત ઉપર તમે સ્વામી રહોછો હમેશ,
દીવ્ય સીંહાસન ઉપર બીરાજો સદા હે પરમેશરે. „ ૮
ધામ તમારામાં અખંડ રહીને ધરો છો અનંતરૂપ,
ભક્ત તમારા એકાંતીક માટે વીચરો પ્રગટ સ્વરૂપરે. „ ૯
મુક્ત મુમુક્ષુ ભક્ત તમારાને સાથે રાખો છો હમેશ,
કર જોડી બેચરદાસ માગે પ્રસન્ન થાવો પરમેશરે. „ ૧૦

( મનહર છંદ )

પ્રગટ હરીનોસંગ તેનું નામ સત્સંગ,
સંતસમાગમે સત્સંગ ઓળખાય છે.
સત્સંગ સહુથી શ્રેષ્ઠ શિરોમણી સત્સંગ,
સત્સંગ કર્યા થકી સર્વ દુઃખ જાય છે, ૧

ધન્ય ધન્ય સત્સંગ કરૈં તેને ધન્ય ધન્ય,
સત્સંગ પ્રતાપથી સર્વ સીદ્ધ થાય છે.
જેને જેને સત્સંગ મળ્યો મહા દુર્લભ,
અહોભાગ્ય અહોભાગ્ય તેનાં ગણાય છે. ૨
સત્સંગ કર્યાથકી મહાપ્રભુ રાજી થાય,
અલૌકિક ઐશ્વર્ય સુખને પમાય છે.
સત્સંગ કર્યાથકી ભવતણું દુઃખ ટળે,
સત્સંગ પ્રતાપથી જીવનમુક્તિ થાય છે. ૩
હરીતણો સત્સંગ જેને જેને મળે તેને,
મનુષ્ય દેહનો લાભ મોટો મળી જાય છે.
સત્સંગ કર્યા થકી એકાંતિક ભકત થાય.
બેચરદાસ એમ કહે પ્રભુ રાજી થાય છે. ૪

( મારા સાચા સ્નેહીરે. એ લય. )

વાલા રૂમઝુમ કરતારે મારે ઘેર આવોને,
મારા મંદીરીયામાંરે ધુન્ય મચાવોને
તારૂં સુખડું જોવા રે ઉભી છું અલબેલા,
થઈ ગઇ દીવાનીરે આવો જીવણ વેલા૦ ૧
અગર ચંદનથી લીંપ્યાંરે ઓરડીયા મેં સારા,
અત્તર ચંદન લગાવીયારે કીધા રમણીક પ્યારા.
વીધવીધ તરેહનારે શણગાર સજાવું,
તારી પાઘડીમાંરે તોરા રૂડા ઝુકાવું વાલા૦ ૨

હાર સુંદીર પહેરાવુંરે મોહનજી મન ગમતા,
બાંધું સુંદીર ગજરારે આવો લેરી લટકંતા.
તારી મુરતી જોવારે મોહી રહ્યું મન મારૂં,
કામકાજ ન સૂજેરે જગત લાગે ખારૂં, વાલા૦ ૩
મારૂં મનગમતું કરવારે વેગે વેલા આવોને,
મારા મંદીરમાંહી રે બંસી બજાવોને
મારો હાર હઇયાનો રે પ્રેમે તમને પહેરાવું,
બહુ હેત કરીનેરે રસીલા બોલાવું. ,, ૪
નીત્ય નીત્ય તમારૂં રે વાલા દરશન દેજો.
કહેવું ઘટે તે કાનારે સુખે અમને કહેજો.
નીશદીન તમારી રે રટના લાગી છે,
મારી જન્મો જન્મની ભ્રમણા ભાગી છે. ,, ૫
વારંવાર હું વાલારે કહું શું રે તમને,
કૃપાદૃષ્ટિ કરીને રે સેવા આપો અમને,
મારા મનના મનોરથરે આજે સુફળ કરીયા,
બેચરદાસના સ્વામીરે આજે અઢળક ઢળીયા. ,, ૬

( શું રે કરવું છે મારે શું રે કરવું છે રે એ લય )

મન લોભાયું મારૂં મન લોભાયું રે,
હરીની મુર્તી દેખી મન લોભાયું રે,
એરે છબી ધારી ધારી અંતરમા સ્થાપી મેં તો
તેમાં મનવૃત્તિ મારી ચોંટીયું રે.
હરીની મુરતી દેખી મન લોભાયું રે. ૧

પુરૂષોતમ સ્વામી સંગે પ્રેમ કરી મળતાં રે,
સંસારી સુખ મારે તુચ્છ થયું રે
હરીની મુરતી દેખી મન લોભાયું રે, ૨
વાલા વ્રજલાલ સાથે સગપણુ મેં કીધું સાચું,
કામ પુરણુ મારૂં સીદ્ધ થયું રે.
હરીની મુર્તી દેખી મન લોભાયું રે, ૩
આરે સંસારીયાનું સગપણુ તોડી મેંતો,
વાલા વીશ્વનાથ સંગે પ્રીતો બાંધીયું રે.
હરીની મુરતી દેખી મન લોભાયું રે. ૪
જગની જંજાળ ભાગી થઈ છું વેરાગી રે,
નીરભેની નોબત આજે વાગીયું રે.
હરીની મુરતી દેખી મન લોભાયું રે. ૫
બેચરદાસ કહે છે જોડી પુરૂષોતમ મળતાં રે.
પૂર્વેનું પુન્ય મારે પ્રગટયું રે.
હરીની મુરતી દેખી મન લોભાયું રે. ૬

[ગરૂડ ચઢી આવજો ગીરધારી એ લય]

હરી સત્સંગ કરીલેને ભાઇ હાંરે તારી કાયા જશે કરમાઈ, હરી૦
હાંરે માયામોહમાં રહ્યો ભરાઇ પંચવીષયમાં લપટાઇ,
હાંરે તું તો વીચારી જો મનમાંહી. હરી૦ ૧
હાંરે કેમ સુઇ રહ્યો સોડ તાણી ચેતી લેને મુર્ખ તું પ્રાણી,
હાંરે તારૂં થઈ જાશે ધુળધાણી. „ ૨

હાંરે તારી પાછળ કાળ ફરેછે હાંરે જમકીંકર પગલાં ભરેછે,
હાંરે કેમ ઉંઘમાંહી તું ફરે છે. હરી૦ ૩
હાંરે ગુરૂ ગોંવીંદની કર સેવા હાંરે ઘેર બેઠાં ગંગાજીને રેવા,
હાંરે તુજને મળશે અક્ષર મેવા. „ ૪
હાંરે હરીસંગે કરી લેને પ્રીતી ટાળે જન્મમરણ તણી ભીતી.
હાંરે આપે તુજને જીવનમુકિત. „ ૫
હાંરે તુને દીવ્ય અખંડ સુખ મળશે તારા મનના મનોરથ ફળશે
હાંરે શામ સુંદીર અઢળક ઢળશે. „ ૬
હાંરે ફરી અવસર નહી મળે આંવો, પ્રગટ હરીભજી લોને લાવો.
હાંરે હરીગુણુલા તે નીશદીન ગાવો. ૭
હાંરે તારે વરવાનું આવ્યું છે ટાણું,
હાંરે એ વર નહી મળે ખરચે નાણું.
હાંરે કહે બેચર અખંડ સુખ માણું, „ ૮

[ સાંભળ બેની હરી રીજયાની રીતડી એ લય. ]

હરી પ્રસન્ન કરવાનાં સાધન સાંભળો,
રાખો વૃત્તિ અંતરમાં નીશદીન જો,
સાંખ્ય વીચારે ઘાટ સંકલ્પ ટાળજો.
પ્રગટ હરીથી માનો પુરણ કામજો. હરી૦ ૧
ત્યાગો સર્વે મનની ઇચ્છા દુરજો,
હરી પ્રસન્નતા ફળને નીશદીન ઇચ્છવું.
નીષ્કામ ભકિત કરવી આઠુ જામ રે. „ ૨
ઇચ્છા મનની બ્રહ્મઅગ્નિમાં બાળજો.
ઇચ્છાથી ભકિતમાં મહા ખોટ જાય છે.

રાખો પ્રગટ પ્રભુ શું પુરણ પ્રીતજો. હરી૦ ૩
મનવૃત્તિ સ્થિર થઈ અજવાળું થાયજો.
દરવાજામાં જોઇ રહો સાવધાનથી.
મળશે મહા સુખ પ્રભુતણું દરસનજો. „ ૪
ચાર સમૈયામાં રહેવું નવ ઘેરજો,
સમૈયો ચુકયાથી મહા લાભ જાય છે.
જ્ઞાન અલૌકિક સમૈયાનું જાય જો. „ ૫
જેવો જીવને પરોક્ષમાં વીશ્વાસજો,
તેવો થાયે પ્રગટ સુંદીર શામનો,
તો તેનો અર્થ સર્વે પ્રાપ્ત થાયજો. „ ૬
આત્મા રૂપે સુખ દુઃખ સરખાં માનજો,
તુજપર રીઝે શામ સુંદીર અલબેલડો.
બેચરદાસ મળે અલૌકિક રાજજો. „ ૭

## રાગ પ્રભાતીઉં

( જાગોરે જસોદાનારે જાયા. એ લય. )

પ્રાતભયો પુરૂષોતમ પ્યારા જાગો ગીરધારી,
જાગો ગીરધારી વાલા મારા જાગો ગીરધારી. પ્રાત૦
દરશન કરવા હરીજન આવ્યાં ઉભાં છે કરજોડી.
રડતાં મુકી બાળકડાં આવ્યાં નરનારી દોડી. „ ૧
એક ચીતે તમ સામુંરે વાલા જોઇ રહ્યાં ભાળી
મુકત તમારા ધ્યાન ધરે છે દૃષ્ટિને વાળી. „ ૨
કીરતન રૂડાં ગાય મધુરાં ઊઠોને રસીયા,

મુખડું જોવા ઘેલાં બન્યાં છે સુંદીર શામળીયા. પ્રાત૦ ૩
સુતા સુતા હીંદોળાપર વાલા શું ડોલો,
બેચરદાસના સ્વામી શામળીઆ અમ સંગે બોલો. ,, ૪

[ આવજો મારા મહોલમાં રે એ લય ]

આવ્યો સમૈયો આનંદનોરે કેમ બેસી રહેવાય.
કારતક સુદી બારસનોરે કેમ બેસી રહેવાય.
સંતહરીજન ગામેગામનારે સમૈયામાં ભાદરણ ભરાય છેરે કેમ૦ ૧
વાતુ અલૌકિક થાય છેરે સુણતાં મહા સુખ થાય છેરે, ,, ૨
ચીતમાં ચટપટી થાય છેરે મળવા પુરૂષોતમ રાયનેરે. ,, ૩
નીત્ય નીત્ય નવી લીલા થાય છેરે એકાંતિક નાટક ભજાયછેરે ,, ૪
વખત અમુલ્ય જાય છેરે નહી આવે તેને ખોટ જાયછેરે. ,, ૫
સમૈયામાં લાભ ઘણો થાય છેરે રોકડું ફળ મળી જાય છેરે. ,, ૬
સુંદીર મુર્તી જોઇનેરે આઠ પહોર આનંદમાં જાય છેરે. ,, ૭
જ્ઞાન વૈરાગ્યને ભકિતરે દીનદીન વૃદ્ધિ પમાય છેરે. ,, ૮
દાસ ગોવીંદની મુરતીરે જોતાં સમાધી થઇ જાય છેરે. ,, ૯

( આવો આવો યોગી રાજ એ લય )

એવો શો કરીએ ઉપાય મારા વાલીડો વશ થાય
આજ્ઞા પાળેથી સુખ થાય અખંડ વૃત્તિથી દુઃખ જાય. એવો૦ ૧
વિશ્વાસ રાખો વચનમાંય સંતો સમજો અંતરમાંય. ,, ૨
રાખો મુરતી અંતરમાંય અખંડ વૃત્તિ જોડો ત્યાંય. ,, ૩
સુખ દુઃખ સરખાં જાણો હરી ઇચ્છાથી તમે માણો. ,, ૪
બ્રહ્મસુખે સુખીયા થાવો દેહભાન ભુલી જાવો. ,, ૫

રહેવું આનંદમાં સદાય નીષ્કામ ભકિતથી સુખ થાય. એવો૦ ૬
બ્રહ્મદર્શન થાશે જ્યારે હરી કૃપા થશે ત્યારે. ,, ૭
બેચરદાસ કહે સમજો સાર પરીણામે જેજેકાર. ,, ૮

( હું પ્રેમની જોગણ પીયુને શોધવા ચાલી એ લય )

અનુભવ જ્ઞાનની સ્થિતી હરીએ આજ દરશાવી.
આજ દરશાવી હરીએ આજ દરશાવી હરીએ આજ દરશાવી
શું કરે પડીત પુરાણી શું કરે ભાવી,
બ્રહ્મસ્થિતી એવી આજે હરીએ પ્રગટાવી. હરીએ૦ ૧
અનંત ઐશ્વર્ય કળા અલૌકિક આજ પ્રગટાવી.
અતી અનુપમ જગથી ન્યારી રીત ચલાવી. ,, ૨
માયીક આકાર ખોટા કરવા સાંખ્ય ચલાવી,
સાંખ્ય પુરો કરાવી ને યોગ ચલાવી. ,, ૩
ગામ ભાદરણમાંમ રચીયા પ્રેમ ઉરલાવી.
મુકત એકાંતીક માટે શાળા ચલાવી ,, ૪
પોતા સરખા સીદ્ધ કરવા રીત પ્રગટાવી.
જ્ઞાનસ્થિતી ઉત્તમ એવી આજ કરાવી. ,, ૫
ધામ પોતાનું અલૌકિક આજ બતાવી.
બ્રહ્મદર્શન બ્રહ્મશાંતિ આજ પ્રસરાવી. ,, ૬
નવીન દર્શન નવીન આનંદ આજ પ્રગટાવી,
મુકત મુમુક્ષુ જીવોને લીધાં બોલાવી. ,, ૭
બ્રહ્મરૂપ કરવા સહુને વીદ્યા ભણાવી,
બેચરદાસના નાથે જગમાં જીત કરાવી. ,, ૮

( નહી ચીજ કોઇ ગળી એ-લય. )

અક્ષર બ્રહ્મનાનાથ જુવોને ભાઇ અક્ષર બ્રહ્મનાનાથ,
ભેટે સખાની સંગાથ જુવોને ભાઇ અક્ષર બ્રહ્મનાનાથ.
સમેયામાં શણગાર પહેરી બેઠા હીંદોળે નાથ,
તુળસી માળા કરમાં ઝાલી ફેરવે છે દીનાનાથ. જુવોને० ૧
સંત હરીજન આવતા દેખી રાજી થતા અવીનાશ,
ભેટવા માટે ઉભા થઇને મળે છે બાથો બાથ. ,, ૨
મુકત મંડળ જોઇ રહ્યા છે એક ચીતે અલબેલ,
સ્થીર થઇને ધ્યાન ધરે છે પામે છે સુખ અગાધ. ,, ૩
સુખ અલૌકિક ભકતજનોને પમાડવા મહારાજ.
બાદરણ ગામે પ્રગટ થઇને રમે ભકત સંગાથ. ,, ૪
મુકતમંડળ વચ્ચે બીરાજે આનંદી અલબેલ,
લીલા અલૌકિક કરતા આજે મુકત મંડળની સાથ. ,, ૫
દીવ્યસામરથી વાપરી આજે જણાવ્યો બહુ પ્રતાપ.
યોગકળાની રીત ચલાવી જોઇને થાવો રળીઆત. ,, ૬
અનાદીકાળના જીવ પોતાના દૈવી મુમુક્ષુ જેહ.
કૃપા કરીને શરણે લીધા અહી લીધા છે હાથ. ,, ૭
દોષ પુર્વના કાપીરે નાંખ્યા બાળ્યાં પાપ અમાપ,
નીજ જનોને શાંતિરે આપી કીધાં છે આજે સનાથ. ,, ૮
કાળમાયાના બંધન કાપી નીર્ભય કીધા આજ,
અંતર પડદા ખોલ્યા છે આજે બેચરદાસને નાથ. ,, ૯

( રાગ બનજારો )

વાલા રમઝમ કરતા આવો મારા, મહોલમાં હસી બોલાવો
છો વીશ્વ સકળના સ્વામી અક્ષરધામતણા છો ધામીરે
આવી ભકતને લાડ લડાવો. મારા૦ ૧
નીજ સંત સખા લઈ સંગે રમો રસીયા રસબસ રંગેરે.
મુજ મંદીર પાવન કરાવો. ,, ૨
સુંદીર વસ્ત્ર આભુષણ પહેરી આવો લટકંતા તમે લેરીરે
ગાતા વાતા મોરલી બજાવો. ,, ૩
ગળે હાર ગુલાબના પહેરી ધરો શીરપર પાઘ સોનેરીરે
તોરા મુકીને મંદીર શોભાવો. ,, ૪
સુંદીર હાર મોતીના રૂપાળા ગજરાબાજુ બાંધીને છોગાળારે
નટવા થઇ નાટકને ભજાવો. ,, ૫
ભાલ તીલક કેસરનું રૂપાળું જમણે ગાલે ટીલકડી ભાળું રે.
ભકત મનોરથ પુરા કરાવો. ,, ૬
છબી જોઇ રસીક મન મોહ્યું દુ:ખ જન્મમરણનું ખોયુંરે.
સદા ભકતવચ્છળ તમે કહાવો. ,, ૭
તારા મુખની મીઠી વાણી સુણી થઈ ગઇ છું દીવાનીરે
આવી પ્રેમના પ્યાલા પીઆવો, ,, ૮
તુજ કારણ દેહ ધર્યો છે છબી નીરખીને ફેરો ફળ્યો છેરે.
બેચરદાસને પ્રસન્ન થાવો. ,, ૯

( રાગ કેરબો )

ગાવો ગાવો ગાવોરે તમે હરીભજન નીત્ય ગાવો.
અવસર નહી મળે આવોરે તમે હરીભજન નીત્ય ગાવો.

મુકત સહીત મહારાજ પધાર્યા ભાદરણ ગામે સીધાવોરે. તમે૦ ૧
પુરૂષોતમ પરીબ્રહ્મને નીરખી દરશને પાવન થાવોરે.
જ્ઞાન અલૌકિક આપે છે ઉત્તમ મોહન શરણે જાવોરે. ,, ૩
ફરી ફરી અવસર નહી મળે આવો ભજતાં શાને લજાવોરે ,, ૪
સમાધી આપી ધામ બતાવે માયામાં શીદને કુટાવોરે ,, ૫
કાળકર્મનાં વીઘન ટાળે ભજીને નીરભય થાવો રે. ,, ૬
કલ્પતરૂ ચીંતામણી કહાવે વિષયથી મુકાવો રે. ,, ૭
મનક્રમ વચને સંગ કરે તો મુકત વિદેહી ગણાવોરે. ,, ૮
હરીગુરૂ સંતની પરમકૃપાથી ભવસાગર તરી જાવોરે. ,, ૯
બેચરદાસ કહે ગુરૂ ગોવીંદની ભકતીથી સીદ્ધ થઇ જાવોરે. ,, ૧૦

( ઉતારો વેહની ગાંસડીરે એ લય. )

હરીભજવાનો અવસર આવીયોરે ભજી લેજો આ વાર
મળ્યા પ્રગટ પ્રભુને ફેરો ફાવીયોરે ભજી લેજો આ વાર.
મનુષ્યદેહ ચીંતામણીએ દુર્લભમાં દુર્લભ આવીયોરે. ભજી૦ ૧
ભવ બ્રહ્માદીકને દુર્લભરે ઇચ્છે છે વારંવારનેરે. ,, ૨
સુખ સ્વપ્ના જેવું સંસારનુંરે પલ એકમાં નાશ થઇ જાયછેરે. ,, ૩
ધન દોલતને દીકરારે સગાં કુટુંબી સ્વારથીયાં રે ,, ૪
બાગ હવેલીને બંગલારે ધુળનું બનેલું ધુળ થાય છેરે ,, ૫
દેવ દૈત્ય બ્રહ્મલોકનેરે એક દીન કાળ ખાઇ જાય છેરે ,, ૬
ગૌલોક વૈકુંઠ સ્વર્ગલોકનુંરે આત્યંતીક પ્રલયે નાશ થાયછેરે ,, ૭
પ્રધાન પ્રકૃતિ પુરૂષનુંરે સર્વ કાર્ય નાશ પામી જાયછેરે ,, ૮
અક્ષર અમૃતધામમાંરે કાળમાયાનું નથી ચાલતુંરે. ,, ૯

ગુરૂ ગોવીંદના શરણુમાંરે રહેવાથી ભારે લાભ થાયછેરે „ ૧૦
સત્સંગના મહા પ્રતાપથીરે ધર્મ અર્થ કામ સિદ્ધ થાયછેરે „ ૧૧
પ્રગટ પ્રભુના નીશ્ચયથકીરે બેચર અક્ષરધામ જાયછેરે. „ ૧૨

( વાલા મારી સુધ બુધ તેં હરી લીધીરે. એ લય )

વાલા તારૂં લટકું અલૌકિક ભાળીરે જોઇ રહ્યાછે મુકત નીહાળી
તારા મુખડાની શોભા જોઇરે મન રહ્યું છે મારૂં લોભાઇરે
એવું નથી ત્રીભોવનમાંય. વાલા૦૧
તારી આંખડી કામણુગારીરે જોતાં લાગે જાદુગર ભારીરે.
ચીત્તચોર ને મન હરનારી. વાલા૦ ૨
તારે લટકે મોહી વ્રજનારીરે અહલ્યાને દ્રૌપદી ઉગારીરે
તારે લટકે મીરાંબાઇ તારી „ ૩
તારે લટકે મોહી સર્વ નારીરે તારી લટકાની બલીહારીરે.
તારે લટકે મોહી કુબજા કાળી. „ ૪
તારે લટકે પાડયા મોટા જોગીરે લીધો ભેખને થયા વેરાગીરે.
તારૂં લટકું જોઇ લગની લાગી. „ ૫
તારૂં લટકું જોઇ મન અટકયુંરે ગામોગામ દેશોદેશ ભટકયુંરે
બેચરદાસના અંતરે વસીયું. „ ૬

( વંન્દુ વંન્દુ વિભુને એ લય. )

વાલા વાલા તમારી મુરતી મનોહર દીવ્ય આનંદકારી.
ધારી ધારી નીહાળું ઉરમાં ઉતારૂં પ્રેમથી મુર્તી પ્યારી. ૧
કાઢો કાઢો મોરારી દોષ જનમના શાંતિ આપી હે કૃપાળુ.
માગુ માગુ તમારી સેવા નીશદીન ચરણુમાં હે દયાળું. ૨

( શ્રીજી મહારાજા માગું. એ લય. )

પ્રગટ મહારાજ તમને વંદન કરૂં છું,
વંદન કરૂં છું વંદન કરૂં છું. પ્રગટ
ભાદરણગામ અક્ષર કીધું ગઢડું બનાવી દીધું.
દયાસાગર દીનબંધુ ધ્યાન ધરૂં છું. ,, ૧
કરૂણાની દૃષ્ટિ કીધી દાસની સંભાળ લીધી,
અવીચળ શાંતિ દીધી જોઇને ઠરૂં છું. ,, ૨
મંદીર મારૂં પાવન કીધું દીવ્યરૂપે દર્શન દીધું.
ચતુરભાઇને દીધું અક્ષરધામ પ્યારૂં. ,, ૩
મહેતાની સાહ્ય કીધી હુંડી સ્વીકારી લીધી.
દાસપરે કરૂણા કીધી તમને વરૂં છું. ,, ૪
ભકત પ્રહલાદ ઉગાર્યો અજામેળ પાપી તાર્યો,
નરસીંહરૂપે કંસ માર્યો નમન કરૂં છું. ,, ૫
અલૌકિક લીલા તારી નીશદીન લાગે પ્યારી
નીત્ય આનંદકારી ચીતમાં ધરૂં છું. ,, ૬
નીશદીન સેવા માગું તમઇચ્છા અનુરાગું.
સંતસમાગમ રાખું સુખમાં ફરૂં છું. ,, ૭
તમસંગે લગનીલાગી સંસારની ભ્રમણા ભાગી
હવે હું તો થઇ બડભાગી નીર્ભય ફરૂં છું. ,, ૮
બેચરદાસ કહે છે પ્રીતે પ્રગટ ભજો રૂડી રીતે
હરી મળે તે તો જીતે મળે પદ પ્યારૂં. ,, ૯

( રાગ ચોપાઈ )

ભાદરણમાં પ્રગટયા ભગવાન જોયા જેવા સુંદીર કાંન,
પુરણ પુરૂષોતમ મહારાજ અક્ષરધામના રાજાધીરાજ. ૧
આજે આનંદ અંગ ન માય વરતાવ્યાછે જયજયકાર.
સમૈયામાં આવે જન નીરખવાને જગજીવન ૨
સુખડાં બહુ આપે મહારાજ તનના તાપ સમાવે આજ,
બોલ્યા મુખે સુંદીર શાંમ સુણો સર્વે સંત તમામ. ૩
બ્રહ્મજ્ઞાનના કહું પ્રકાર સમજી લેજો મનમાં સાર,
ત્રણ પ્રકારના ભકત ગણાય ઊત્તમ મધ્યમ કનીષ્ટ કહેવાય. ૪
ઉત્તમભેદ અક્ષરરૂપજાણ મધ્યપ્રકારના બાસઠ પ્રમાણ.
મધ્યમભેદ ઇશ્વરરૂપ જાણ મધ્યપ્રકારના બાવીશ પ્રમાણ. ૫
કનીષ્ટભેદ આત્મારૂપ જાણ પ્રથમ પ્રકારના વીશ પ્રમાંણ.
ત્રણ પ્રકારના મુકતજ થાય મારી મુરતીને પ્રતાપ. ૬
અખંડવૃત્તિ રાખો તમે વારે વારે શું કહીએ અમે.
બને તેટલું કરો તમે પ્રસન્ન થઇએ તેમાં અમે. ૭
નીષ્કામ ભકિત કરો તમે પ્રગટ પ્રભુને એજ ગમે.
હીંમત રાખી કરજો કામ મદદ કરશે સુંદીર શાંમ. ૮
ગુણ વારાફરતી વરતાય ઓળખેથી મહા સુખ થાય,
સત્વગુણ નીર્મળ પ્રકાશ અંતરવૃતિ રાખો પાસ. ૯
અંતરમાં અજવાળું થશે દેહતણાં દુઃખ સર્વે જશે.
શુભ કર્મ તમે કરજો ફળ આવે તે ભોગવજો. ૧૦
ઘાટ સંકલ્પ થાયે જ્યારે રજોગુણ વરતે ત્યારે.
દરવાજે તો જોઈ રહેવું સાંખ્ય રીતે ખોટું કરવું. ૧૧

દેહથી આત્મા જુદો જાણુ આત્મામાં પરમાત્મા માણુ.
આત્માવૃત્તિએ કામ કરો હરી ઇચ્છાથી અનુસરો. ૧૨
બ્રહ્મરૂપ થઇ પરીબ્રહ્મને ભજો પ્રગટ પુરૂષોતમને.
બેચરદાસ કહે સમજો સાર પરીણામે જેજેકાર. ૧૩

**(ભીડ ભયભંજનહાર સદા શીવ ભોળાને ભજીયે એ લય)**

સર્વ સુખના ધામ પ્રગટ પુરૂષોતમને ભજીએ.
ટાળે દુ:ખ તમામ. પ્રગટ પુરૂષોતમને ભજીએ.
ધરોને નીશદીન ધ્યાન હાં હાંરે તુને થાશે અલૌકિક જ્ઞાન
ભજો બ્રહ્માંડના ભગવાન. પ્રગટ૦ ૧
કરો ભજન આઠુ જામ હાંહાંરે તમે જોશો અલૌકિકધામ
જોઈ થાશે અનુભવ જ્ઞાન. પ્રગટ૦ ૨
હરી દીવ્ય મુર્તી ધનશાંમ.
હાંહાંરે દીવ્ય જાણેથી પામો દીવ્ય ધામ,
પ્રગટ હરીથી પુરણ કામ. „ ૩
મળે મહામુકિત ગુણવાન,
હાંહાંરે મળે મહા મોટું વિજ્ઞાન
પામો અક્ષર મોટું ધામ. „ ૪
ગુણાતીત હરીનું ધામ,
હાંહાંરે તેમાં બીરાજે પરીબ્રહ્મ શામ.
હરીકૃપાથી મળે મહા ધામ. „ ૫
દ્વાર ઊગાડયાં અક્ષરધામ હાંહાંરે લીધા મુમુક્ષુ તમામ.
કૃપા કીધી છે સુંદીર શામ. „ ૬

હાંહાંરે દીવ્યચક્ષુથી ભાસે બ્રહ્મધામ,
દેખો આત્મામાંહી ઘનશાંમ.
બેચરદાસ કરે ગુણ ગાન. „ ૭

( માણકીએ ચઢયારે મોહન વનમાળી. એ લય )

આરે હરી કલ્યાણના કરનારા ફળ રોકડું પ્રગટ દેનારા, આરે૦
શરણુમા આવે તેનાં દુ:ખટાળે મનબુદ્ધિ ચીત-ને સનમુખવાળે.
શાંતી પમાડી સુખડાં આલે. આરે૦ ૧
ચાલો ચાલો દરશન કરવાને જઇએ,
હરીમુરતી નીરખીને પાવન થઇએ
એના ગુણલા તે નીશદીન ગઇએ. „ ૨
સમૈયામાં જ્ઞાનની સ્થિતી કરાવે,
સાંખ્ય પુરો કરાવી યોગ ચલાવે.
જીવનમુક્તનાં સાધન બતાવે. „ ૩
સમૈયામાં આનંદ અલૌકિક આપે,
બાઈ ભાઇ ભકતનાં સંતાપ કાપે.
અલૌકીક દર્શ અનુભવ આપે. „ ૪
નીરવીકલ્પ નીશ્ચય ચોથો પ્રકાર,
થયો તે તો પુરો હવે નીરધાર.
અનુભવ કરાવ્યો તેનો અપાર. „ ૫
હવે આજ ચાલે છે પાંચ પ્રકાર,
મનવૃતિ પાછી વાળો નીરધાર.
અલૌકીક સુખ મળશે અપાર. „ ૬

વૈરાગ્યરૂપી તરવારથી ઘાટ ટાળો,
સંકલ્પ ટાળીને વૃતિ વાળો.
મનસ્થીર થાતાં પ્રકાશને ભાળો. „ ૭
ખટઊર્મીએ રહીત થઈ જાશો,
શ્વેતદ્વીપ સરખા નીરન્ન ગણાશો.
બેચરદાસ કહે સીદ્ધ થાશો. „ ૮

**(માઠું લગાડો તો મારા સમ છે સલુણીરે. એ લય)**

સાચો સતસંગ જેને અંગે રંગ લાગેરે,
અંગે રંગ લાગે જેને દુઃખ તેનાં ભાગેરે સાચો૦ ૧
જેવો જેને સંગ મળે તેવો રંગ બેસેરે,
તેવો રંગ બેસે તેને તેવા ગુણ પેસેરે. „ ૨
કીટ ભમરીનું ધ્યાન ધરેથી થાય તદાકારરે.
કીટરૂપ મટીને થાયે ભમરીનો આકારરે, „ ૩
જેવા ગુણ ઇશ્વરમાં હોય તેવા શીષ્યમાં જાયેરે.
તેવા શીષ્યમાં આવે તેમ ઇશ્વિરરૂપ થાયરે. „ ૪
માટે જેને જેવા મળે તેવો રંગ ચઢશેરે,
તેવો રંગ ચઢશે તેમ તેવા ગુણ મળશેરે. „ ૫
સાચાનો રંગ સાચો ચઢશે જુઠાનો ચઢે જુઠોરે,
બેચરદાસ કહે સદ્‌ગુરૂને વંન્દો વંન્દો વંન્દોરે. „ ૬

**( હરી વેણ વાય છે રે હો વનમાં. એ લય. )**

પ્રભુજી પ્રગટયારે હો ભાદરણ ચાલો જઇએ દરશન કારણ પ્રભુ૦ ૧
ચીતડું ચોટયું રે હો મારૂં મુખડું એનું કામણગારૂં. „ ૨

અક્ષરધામેથીરે આવ્યા મોહનજી મારે મનડે ભાવ્યા. ,, ૩
ચીતમાં ચટપટીરે હો લાગી જીવન જોવાને હું જાગી. ,, ૪
જીવ મુમુક્ષુરે હો લીધા ભાઢરણ ગામે શરણે કીધા. ,, ૫
જ્ઞાન અલૌકિકરે હો આપ્યાં ભવસાગરનાં દુઃખડાં કાપ્યાં. ,, ૬
કલ્યાણ કરવારે હો આજે પ્રગટયા પુરૂષોતમ મહારાજે ,, ૭
અઢળક ઢળીયારે હો આજે સુધર્યાં મારાં સર્વે કાજે. ,, ૮
પુરણ પદવીરે હો પામી મુજને મળીયા અંતરજામી. ,, ૯
નીત્ય નીત્ય નૌતમલીલા કરતા બેચરદાસને પ્રેમથી મળતા. ,, ૧૦

[ રે સગપણ હરીવરનું સાચું. એ લય. ]

રેમોહન મળીયા લેહે લાગી રે નીરભેની નોબત વાગી. રે મોહન૦
રે કામણ મુજને શું કીધું રે દીવ્યરૂપે દરશન દીધું. ,,
રે મન મારૂં હરી લીધું. ,, ૧
રે સમજીને સગપણ કીધું રે મેણું મેં શીરપર લીધું.
રે અખુટ સુખ મુજને દીધું. ,, ૨
રે પૂર્વેનું સગપણ કાઢયું રે જન્મ મરણનું દુઃખ ટાળ્યું.
રે બરદ પોતાનુંરે પાળ્યું. ,, ૩
રે લોકડીયાં મુને શું કરશે રે નીંદા કરીને બળી મરશે.
રે પાપી પોતાને પાપે બળશે. ,, ૪
રે બળીયાનું લીધું શરણું રે અવર પુરૂષને કેમ પરણું.
એ જીવ્યાથી રૂડું મરણું. ,, ૫
રે સહુ સાથે પ્રીતી તોડી રે આવરદા રહી થોડી.
રે પુરૂષોતમ સંગે જોડી. ,, ૬

રે પુરૂષોતમવરને પામી રે રહી નહી રતી ખામી.
રે પુરણ પદવીને પામી. „ ૭
રે ધામતણા ધામી મળીઆ રે સર્વે અર્થ મારા સરીઆ
રે દાસ બેચરને આજે ફળીયા. „ ૮

**( આજ સાહેલી મેં તો હરીરસ પીધો. એ લય )**

આજ સાહેલી ચાલો બ્રહ્મસભામાં,
બ્રહ્મસભામાં જઇએ મુકતસભામાં ચાલો બ્રહ્મસભામાં
મુકતસહીત મહારાજ પધાર્યા,
રાજ પધાર્યા ને આનંદ વધાર્યા ચાલો બ્રહ્મસભામાં. આજ૦ ૧
પ્રેમથી પુરૂષોતમના ગુણલારે ગઇશું,
ગુણલારે ગઇશું રૂડો લાવોરે લઇશું ચાલો બ્રહ્મસભામાં. „ ૨
અમૃતના પ્યાલા મારા પ્રભુજીતો પાસે,
પ્રભુજીતો પાસે મારાં સર્વે દુઃખ જાશે ચાલો બ્રહ્મસભામાં „ ૩
ભાદરણ ગામે પ્રભુ એ રસ પાસે,
પીસેને પાસે મારો આનંદ ઉભરાશે ચાલો બ્રહ્મસભામાં. „ ૪
ચાર સમૈયામાં એ રસ વહેંચાયે,
નહી આવે જે જન તેતો પુરણ પસ્તાયે ચાલો બ્રહ્મસભામાં. „ ૫
જાણે અજાણે જે જન આવશે પીવા,
તેના રૂદીયામાં થાશે અલૌકીક દીવા ચાલો બ્રહ્મ સભામાં. „ ૬
ધન્ય ધન્ય ભાગ્ય જેણે એ રસ પીધો.
એ રસ પીધો લહાવો બેચરે લીધો ચાલો બ્રહ્મસભામાં. „ ૭

( વારે ધાવોને મારા પ્રગટ બીહારી એ લય. )

પ્રેમનેવશ મારા પ્રગટબીહારી પ્રગટબીહારી માધવ મોરારી પ્રેમને૦
મીરાં તે બાઈના ઝેરના કટોરા ઝેરના કટોરા કીધા મીઠા ગોરા. ,, ૧
પ્રેમે બોર સવરીનાં એઠાં આરોગી એઠાં આરોગી પ્રેમેથયા ભોગી ,, ૨
નરસીંહમહેતાની હુંડી સ્વીકારી હુંડી સ્વીકારી રાખી શાહુકારી. ,, ૩
પ્રેમે બાજીબાને ભારા ચઢાવ્યા ભારા ચઢાવ્યાઅંતરીક્ષથી આવ્યા,, ૪
હરખાતે બાઈને પ્રેમને વશથઇ પ્રેમને વશથઈ માખણ ખાધાં જઇ,, ૫
માખણ ખાઇ પ્રભુપ્રેમે થયા માતા પ્રેમે થયા માતા પ્રેમવશ થાતા ,, ૬
પુંજીતે બાઇને બળતાં બચાવી બળતાં બચાવી વારે વેલા ધાવી. ,, ૭
પ્રેમીભકતોને પ્રેમને વશથઇ પ્રેમને વશ થઈ દરશન દીધાં જઇ. ,, ૮
દરશન દેતાને પાસે જઇ રહેતા પાસે જઇ રહેતાને બેચરને કહેતા ,, ૯

( રાગ કેદારો. પ્રભાતી )

અક્ષરબ્રહ્મના અધીપતી પ્રગટીને ભાદરણગામ અક્ષર કીધાં
મુકતમુમુક્ષુ જેહના વિશ્વમાં બાઇ ભાઇ શરણમાં લાવી દીધાં.અક્ષર૦૧
દેહને આત્માની ચોખી વીગત કરી,
આત્માનું સ્વરૂપ સમજાવી દીધું.
સાંખ્ય કરાવીને યોગ ચલાવીયો,
બ્રહ્મરૂપ કરવા કીધું સીધું. ,, ૨
શાંતી પમાડીને જીવ સુખીયા કીધા,
આનંદ આપીઆ આજ ભારી.
નીજ સુખ આપીને દુર્ગુણ કાપીને,
આપીયા ગુણ કલ્યાણકારી. ,, ૩

ચોખી ઉપાસના કીધી છે આ સમે,
ગરબડગોટા સંહુ દુર કીધા,
ઉત્તમ નીરવીકલ્પ આજે ચલાવીને,
કલ્યાણના કળસ ચઢાવી દીધા. ,, ૪
દ્વાર બ્રહ્મમોલમાં આજે ઉઘાડીયાં,
મુકત મુમુક્ષુને આપી મુકિત.
કૃપાદ્રષ્ટિથી ભકત જન સરવને,
ધર્મ વૈરાગ્યને આપી ભકિત. ,, ૫
ભકત એકાંતિક કારણે પ્રગટ્યા,
કીધાં ચરીત્ર અદ્ભુત ભારી,
લીલા કીધી ઘણી ભકતને ગાવા,
બેચરદાસ કલ્યાણકારી ,, ૬

( નંદકુંવર તારૂં નામ સાંભળી. એ લય. )

નમન કરૂં છું શ્રીહરી તમને શરણ તમારે આવ્યા. નમન૦
હરીના ગુણસાગરમાં નહાતા અવીચળ સુખડાં આપ્યાં. ,, ૧
કામણગારે કામણ કીધાં ઘરબાર ભુલાવ્યા. ,, ૨
આનંદરસ વરસાવ્યો આજે અમૃત પીને ધરાયાં. ,, ૩
મુખડું દેખી મોહની લાગી ઘરવાળાં ગભરાયાં. ,, ૪
મીઠી મીઠી વાણી બોલી લટકાળે ઘર ઘાલ્યાં. ,, ૫
જ્ઞાન આપીને અજ્ઞાન ટાળ્યું મહાસુખ મુજને આપ્યાં. ,, ૬
ભવસાગરમાં બુડતાં અમને શામળીઆએ ઉગાર્યાં. ,, ૭
પ્રેમતણી દોરીએ ખેંચી વાલીડે લોભાવ્યાં ,, ૮
બેચરદાસના વાલે અમને પ્રેમ કરી બોલાવ્યાં. ,, ૯

( પુરૂષોતમને પ્રેમથી પાયે લાગું એ લય )

આજ મારે ઓરડેરે મોરારી આવ્યા પ્રેમ કરી ગીરધારી
હીમગાડીમાં બેસીને આવ્યારે વાયુદેવના અશ્વ બનાવ્યારે
સંતમુકતો કોટી સંગે લાવ્યા. આજ૦૧
સુંદીર દીવ્ય આભુષણ પહેરીરે
મોર મુગટ પીતાંબર સોનેરી રે.
હુંતો નીરખું છબીરે કીશોરી, ,, ૨
શોભે ઉરમાં દીવ્ય મોતીમાળારે,
દીવ્યહાર સુંદીર રૂપાળા રે
કોટી રવીચંદ્ર પામે લજાવા, ,, ૩
એની આંખડી કામણગારીરે,
દીવ્યમુરતી કીશોર રૂપાળી રે.
છબી નીરખી અંતરમાં ઉતારીરે. ,, ૪
ભાલ ચંદન કેસર કેરૂં ઝળકેરે,
કાને કુંડળ મકરાકર લળકેરે.
દીવ્ય તોરામાં મનડું મળકે ,, ૫
મારૂં મંદીર પાવન કીધું રે
દીવ્ય રૂપે આવી દરશન દીધું રે.
બેચરદાસનું કારજ સીધું. ,, ૬

( રાગ કવ્વાલી )

જપું હું માળા મોહનની નથી કોઇની હવે પરવા,
મોહ્યું છે મન તો મારૂં મનોહર મુરતીને નીરખી.

મળ્યા છે સત્ય શ્રી સ્વામી નથી કોઇની હવે પરવા જયું૦ ૧
જગતમાં જોગી સંન્યાસી દીઠા કંઇક ધનના ભોગી
ભુલે છે માયાને ભાળી નથી કોઈની હવે પરવા. „ ૨
કાયા છે કાચનો પ્યાલો હરી સમરણમાં મહાલો.
મરણુકી જબરી ઘાંટી ફરે છે કાળ તો લેવા. „ ૩
પ્રગટની ભકિત છે સાચી જગતમાં બીજી છે કાચી
કરો જપ ધ્યાન ઇશ્વરનું હરીના શરણમાં ધાવા. „ ૪
અલૌકિક મુરતીને ભાળો બીજી ઇચ્છા તમે બાળો.
હરીની મુરતી ધારી કરો ઘનશામની સેવા. „ ૫
વીષયથી મુકત તો થાશો હરીના ચરણુંમાં જાશો.
કહે છે દાસ આનંદે પ્રભુના શરણમાં જાવા. „ ૬

રાગ અનજારો.

થયા પ્રગટ ધર્મ કુમારા અક્ષરધામમાં લઇ જનારા.
સમરો નીશદીન સરજનહારા અક્ષરધામમાં લઈ જનારા. અક્ષર૦ ૧
એકાંતીક ધર્મ ચલાવ્યો ભગવાનપણાનો ડંકો વગાડયોરે.
પંચવિષયના દુઃખ હરનારા. „ ૨
સમૈયામાં હરીજન આવે અલૌકિક વાતો સંભળાવેરે,
પીંડના પ્રભુજીને દર્શનારા. „ ૩
ત્રણુ પ્રકાર પુરા કરાવ્યા નીરવીકલ્પના પાઠ ચલાવ્યારે.
બ્રહ્મદર્શન કરાવનારા. „ ૪
નીત્ય નીત્ય આનંદ આપે છે અંતર્યામી રૂપે વ્યાપે છેરે.
અવીનાશી સુખ દેનારા. „ ૫

ધર્મ જ્ઞાન વૈરાગ્યને ભકિત કાળકર્મ માયા જેની શકિતરે.
કર્મ પ્રમાણે ફળ દેનારા. „ ૬
અમીદૃષ્ટિ કરી નીત્ય જોતા ખરા સંકટમાં સહાય કરતા
ભકતજનના જીવનહારા. „ ૭
દીવ્યરૂપે દર્શન દેતા અનંત જીવના કલ્યાણ કરતારે.
અનંત શુભ ગુણ દેનારા. „ ૮
અક્ષરધામનાં ઉઘાડયાં દ્વાર કર્યો અનંત ભકતનો ઉદ્ધારરે.
બેચરદાસના પ્રાણથી પ્યારા. „ ૯

( માઠું લગાડો તો મારા સમ છે સલુણીરે એ લય. )

કરી પ્રીત મેં પુરૂષોતમની સંગે રંગે રાચું રે.
સંગે રંગે રાચું પ્રીતે સગપણ કીધું સાચુંરે. કરી૦ ૧
અલ્પ સુખ છે સંસારીનું મહા દુઃખનું ભરીયુંરે
અચળ અખંડ છે સુખ હરીનું મુજને આજે મળીયુંરે „ ૨
માયા કેરો ખેલ રચ્યો છે બાજીગરના જેવોરે,
સાચું જાણી સંગ કરે છે ફેર ચઢાવ્યો એવોરે. „ ૩
પંચ વિશયમા લુબ્ધ થઇને જંજાળી ફસાયા રે.
અંતકાળમાં જમડા દેખી મુરખ મન પસ્તાય રે. „ ૪
સહુના કારણ સહુના સ્વામી અવતારના અવતારીરે.
મળ્યા તેતો પ્રગટ સ્વરૂપે ભાદરણમાં ગીરધારીરે. „ ૫
થાયે દરશન બ્રહ્મતણાં ને તેથી પરપરીબ્રહ્મનાંરે.
દશ ઇંદ્રીની ધારાઓ તે થાયે કુંઠીત તેનાંરે. „ ૬
નીમીશારણ્ય ક્ષેત્ર જાણવું ધર્મ કાર્ય ત્યાં કરવુંરે.
ધર્મકાર્ય ત્યાં કરવું પ્રીતે ધ્યાન હરીનું ધરવુંરે. „ ૭

આવો જોગ મળ્યો મહાદુર્લભ ફરી ફરી નહી આવેરે.
ફરી ફરી નહી આવે ભાઇ પાછળથી પસ્તાવેરે. ,, ૮
બેચરદાસ કહે હરી હરીજનની ગતી છે બહુ ન્યારીરે.
મનુષ્ય જેવા દેખે હરીને શું જાણે સંસારીરે. ,, ૯

( આજ મારે આનંદની હેલીરે. એ લય. )

આજ મારે આનંદ અંગ ન માય ગીરધર જોવા મનડું ચહાય
સમૈયાના આવ્યા દીન જોવા જઇએ જગજીવન. ૧
આવે હરીજનો અપાર જોવા લીલા અલૌકિક સાર ૨
આનંદ ઓચ્છવ મંગળ થાય રાત દીવસ તો નવ જણાય ૩
સુંદીર મુરતી સુખ અપાર જોઇ રહ્યા છે મુકત હજાર. ૪
આપે અમૃત સુખ અપાર ક્ષુધા પીડે નહી રે લગાર. ૫
સમાધીમાં પામે સુખ નાસી જાયે સરવે દુઃખ. ૬
બોલ્યા પુરૂષોતમ દયાળ સુણો વાત અનુપમ સાર. ૭
પાંચ પ્રકારનો નીશ્ચય થાય કાળકર્મનાં વીઘ્ન જાય. ૮
ખટઉર્મીએ રહીત થશે નીરન્ન મુકત બની જશે. ૯
માયા ગુણથી પર તે થાય બ્રહ્મદર્શન અનુભવાય. ૧૦
પાંચ પ્રકારની સ્થીતિ થશે પ્રારબ્ધતણાં દુઃખ તો જશે. ૧૧
ચાલે હમણાં ચોથો પ્રકાર શીરપર વીઘ્ન કર્મ અનુસાર ૧૨
ત્યાં સુધી તેને વીઘ્ન બોલ્યા મુખે જગજીવન. ૧૩
ભકતીનું બળ જેમ જેમ થશે તેમ તેમ સુખ વધશે. ૧૪
છઠ્ઠો નીરવીકલ્પ પ્રકાર પુરો થાશે જ્યાં નીરધાર. ૧૫
અક્ષર રૂપ મુકત થશો જીવન મુકત બની જશો. ૧૬
અનંત બ્રહ્માંડ વ્યાપક થશો બેચરદાસ કહે પુંજાશો. ૧૭

( જોને આ શ્રીજી દેખાયરે. એ લય )

પધાર્યા શ્રી મહારાજરે સજની પધાર્યા શ્રીમહારાજરે
આ અવની ઉપર આજરે સજની પધાર્યા શ્રીમહારાજ,
અનંતકોટી મુક્તને લાવ્યા પુરૂષોતમ મહારાજરે. સજની૦૧
દેવી મુમુક્ષુ મુક્ત હરીજન લીધા શરણુમાં આજરે. „ ૨
અનંત ઐશ્વર્ય જણાવ્યાં આજે ભાદરણુ ગામે આજરે. „ ૩
જેને જેવી ઇચ્છા જોવાની દરશન કરાવે આજરે. „ ૪
સાંખ્ય કરાવી યોગ ચલાવે ધન્ય ધન્ય મહારાજરે. „ ૫
અક્ષરધામના દરવાજા આજે ખુલ્લા મુકયા છે આજરે „ ૬
અનંતકોટી મનવારો લાવ્યા લેવાને સંત સમાજરે. „ ૭
પ્રભુ પ્રગટનો સીકકો બેસાર્યો ભરતખંડમાં આજેરે. „ ૮
ગામે ગામ ઢંઢેરો પીટયો કલ્યાણ કરવા કાજરે. „ ૯
નરનારીના દુઃખને કાપ્યાં અખંડ આનંદ આપ્યો આજરે. „ ૧૦
ઉત્તમ લાવો લઇલો આજે નહી મળે ફરી આજરે. „ ૧૧
બેચરદાસના નાથને ભજતાં સુધરે સર્વ કાજરે. „ ૧૨

[શા માટે તું શોચ કરેછે પ્રભુ કરશે જે તે થાશે. એ લય.]

શામ સુંદીરની લીલા અલૌકીક ચાલો જોવાને જઇએ
મુક્ત સભાનાં દર્શન કરીને લાવો રૂડોરે લઈએ. શામ૦ ૧
નીરવીકલ્પ નીશ્ચય કરાવી બ્રહ્મવિદ્યા ભણાવે છે
શાંતી આપી દુઃખડાં કાપી બ્રહ્મદર્શન કરાવે છે. „ ૨
અમૃતસુખના આહાર આપીને ક્ષુધાતૃષાનાં દુઃખ ટાળ્યાં
સંતજનોપર કૃપા કરીને ઊંઘ આહારનાં દુઃખ બાળ્યાં. „ ૩

પાંચ પ્રકારની નીશ્ચયમાંહી નીરન્ન મુકત કરના છે.
ખટઉર્મીએ રહીત થઈને શ્વેત મુકત ભેળવવા છે. „ ૪
ઉત્તમ નીરવીકલ્પ નીશ્ચયમાં હરીપાત્ર થશે જ્યારે.
નીરવાસનીક ભકતની ઉપર હરીકૃપા થશે ત્યારે. „ ૫
હરી પ્રસન્નતા થાય છે જ્યારે અનંત ઐશ્વર્ય આવે છે
અનંતેશુભ કલ્યાણકારી હરી પોતે પ્રગટાવે છે. „ ૬
બ્રહ્મરૂપ થઈ વ્યાપક થાયે જડ ચેતન બનાવે છે.
હરીકૃપાથી સ્વતંત્ર થાયે બ્રહ્મસતામાંહી આવે છે. „ ૭
અખંડ વાસ કરીને પોતે સ્વયં પોતે બીરાજે છે.
બેચરદાસ કહે સકળ વીશ્વમાં હરી પ્રગટ થઇ ગાજેછે. „ ૮

[ વંન્દુ સહજાનંદ રસરૂપ એ લય ]

આવો મારા મીઠડા મોહન છેલાકે,
જોઉં તારી મુરતીરે લોલ
વાલા તારી મુરતી દીવ્ય મનોહર,
રસીક ખુબસુરતીરે લોલ. આવો૦ ૧
વાલા તારા મુખની મીઠી વાણી,
આંતરમાંરે અટકીરે લોલ.
નીરખું વારંવાર મહારાજા,
ચીતમાં લાગી ચટકીરે લોલ. „ ૨
આવો મારા રસીયા તુજને જોઇને
ઘર ધંધો ભુલીરે લોલ.
ભુરકી નાખી તેં અલબેલા,
થઇ ગાંડી ઘેલી રે લોલ. „ ૩

વાલા તારે છોગલીયે હદવાળી,
સુધ બુધ હરી લીધી રે લોલ.
જ્યાં જ્યાં જોઉં છું તુજને ભાળું,
કૃપાદૃષ્ટિ કીધી રે લોલ. આવો૦ ૪
આવો મારા રસીયા મંદમંદહાસ,
જોઇ જીવું વાલમા રે લોલ.
પ્રગટ થયા છો અમારે કારણ,
ભાદરણ ગામમાં રે લોલ. ,, ૫
આવો મારા રસીયા સુંદીર વાલા,
આપણ બેઉ મળીયે રે લોલ.
બેચરદાસના શામ સ્નેહી,
આનંદ આજ કરીએરે લોલ. ,, ૬

( વંદ્રાવનની વાટે રે એ લય. )

અક્ષરધામી આવ્યા રે સાથે મુકતો લાવ્યા રે
ગામ ભાદરણમાં પધારીયા રે.
ગઢડામાં જ્યારે રે યજ્ઞ કર્યો ત્યારે રે,
હરી પ્રસન્ન થઇ ગયા રે. અક્ષર૦ ૧
પુરૂષોતમને વરીયારે ગુરૂ પ્રસન્ન કરીયારે,
ભગવાનપણું પછી આવીયું રે. ,, ૨
પ્રથમ પીજગામેરે કરવા શુભ કામે રે,
પુરૂષોતમ હરી ત્યાં પધારીયારે. ,, ૩
એશ્વર્ય જણાવ્યારે દીવ્યધામ બતાવ્યાં રે,
અલૌકીક પરચા જણાવીયા રે. ,, ૪

જંગથી રૂડી ન્યારીરે રીત ચલાવી ભારી રે,
શીરપર છેડો પછી નાખીયો રે. અક્ષર૦ ૫
ધામ રચી દીધાં રે ભાદરણ અક્ષર કીધાં રે.
મુકત મુમુક્ષુને તારવા રે. ,, ૬
બ્રહ્મશાળા સ્થાપીરે જીવન મુકિત આપી રે,
નરનારીને આનંદ આપીયા રે. ,, ૭
સુખ શાંતિ સ્થાપી રે દેહદોષ કાપી રે,
કાળ માયાનાં બંધન કાપીયા રે. ,, ૮
નીશ્ચય કરાવે રે ઇષ્ટદેવ બતાવે રે.
કૃપા કરી ભકતજન ઉપરે રે. ,, ૯
મળ્યા અંતરજામી રે પુરણ પદવી પામી રે.
અડસઠ તીરથ મારે ફળ્યાં રે. ,, ૧૦
પરચાનો નહી પાર રે શું કહું વારંવાર રે,
અલૌકીક મહીમા જણાવીયો રે ,, ૧૧
સમૈયો ભરાય રે આનંદ ઉભરાય રે,
અખંડ ભજન નીત્ય પામતા રે. ,, ૧૨
એકાંતિક ભકતો રે નર નારી સંતો રે.
કહે બેચર હરી સુખે સુખીયાં રે. ,, ૧૩

**[ માળા જપું છું તમ નામની એ લય ]**

હરીનું ગમતું સદા થાય છે સમજી લ્યો શાણા.
થવાનું હોય તે પળે થાય છે સમજી લ્યો શાણા.
પુરૂષ પ્રયત્ન કરો તમે સારંગપુર અગીઆર.
અંતરવૃત્તિ રાખવી તજી સર્વ ઇચ્છાય.
**સાધન કરવાથી સીદ્ધ થવાય છે. સમજી૦ ૧**

ઘાંચ આવી સમભાવની બોલ્યા શ્રીપતિ શામ,
સુખ તણી વૃતિ થશે થાશે અનુભવ જ્ઞાન.
જગમાં મોટી જીતે થાય છે. સમજી૦ ૨
પાંચ પ્રકાર પુરા થશે થાશે બ્રહ્મદર્શન,
છઠો પ્રકાર જાણજો બ્રહ્મથી પરપરીબ્રહ્મ.
સાધન તેને પુરાં થાય છે. „ ૩
હરી કૃપાથી થાય છે જાણો તમે જરૂર,
દુઃખ તમારાં ભાગશે વિશ્વાસ રાખો ઉર.
સમેયો ચુકયાથી લાભ જાય છે. „ ૪
સ્થીર થઈને ભજન કરો મળશે સુખ અપાર,
હીંમત રાખી આદરો મદદ કરશે મોરાર.
બેચરદાસના સ્વામી પ્રસન્ન થાય છે. „ ૫

( મારે મંદીર પધાર્યાં શામ થઇ બડભાગી રે )

સખી જોને પેલો ધનશામ કામણ કરનારા.
એ મીઠું મીઠું બોલી મન હરનારા. સખી૦ ૧
એની છબી અલૌકિક દીવ્ય આનંદમય ભારી.
એની રીત અલૌકીક દીસે જગતથી ન્યારી. „ ૨
સખી એની અલૌકીક આંખ જાદુગર વાળી.
તેણે મોહ પમાડી સર્વ જગતની ન્યારી. „ ૩
સખી જોને સખા સંગાથ રંગભેર ખેલે.
આપે આનંદ સુખ અપાર અતી રંગ રેલે. „ ૪
સખી જોઈ રહ્યાં છે એક ચીત્તે નર નારી,
ચારે પાસ રહ્યાં વીંટાઈ જુવે છબી પ્યારી. „ ૫

જોને દેહતણું તે ભાન ગયાં છે વીસારી.
હરીમુરતીમાં સલગ્ન થયાં છે ભારી. „ ૬
એની મીઠી મધુરી વાણી સુણી લોભાઈ,
પામે અંતરમાં આનંદ મગન મન થાઇ. „ ૭
સખી જોને અલૌકીક જ્ઞાન આજ સુણાવે,
જોને બ્રહ્મની શાળા ઉઘાડી સંત ભણાવે. „ ૮
કૃપા કરી બતાવે ધામ દીવ્ય સુખ કારી,
પામે સમાધીમાં મહાસુખ મુરતીને ભાળી. „ ૯
સખી સુખતણા એ ધામ પુરૂષોતમ સ્વામી,
કહે બહેચરદાસ બ્રહ્મભટ અંતરના યામી. „ ૧૦

રાગ કુવ્હાલી.

કરૂં છું ભકિત નીષ્કામી હરી પ્રસન્ન કરવાને,
હરી પ્રસન્ન કરવાને હરી પ્રસન્ન કરવાને. કરૂં છું૦
નથી કંઇ જાતની ઇચ્છા નથી કોઈની હવે પરવા
તજ્યાં છે સુખ સંસારી હરી પ્રસન્ન કરવાને. „ ૧
ન જોઇએ રાજ્ય રાજાનું ન જોઇએ ઇંદ્ર પદવીનું,
મારે મન તુચ્છ સઘળું એ હરી પ્રસન્ન કરવાને. „ ૨
હરી ભજનમાં વૃત્તિ અહોનીશ લાગી છે વૃતિ,
રટું છું એક ચીત્તેથી હરી પ્રસન્ન કરવાને. „ ૩
હરી ગમતું સદા વરતું હરીઇચ્છાથી જે મળતું,
ખુશી થઈ ભોગવું પ્રીતે હરી પ્રસન્ન કરવાને „ ૪
હરી પ્રસન્ન થઇ ફળને ખુશી થઇ આપશે જે જે.
કરૂં છું શુભકર્મ એવાં હરી પ્રસન્ન કરવાને. „ ૫

ભજનમાં ભાન ભુલીને રહું ત્રણ દેહથી ન્યારો,
હરીગુણ ગાઊં છું પ્રીતે હરી પ્રસન્ન કરવાને. કરૂં છું૦ ૬
અહોનીશ બ્રહ્મમાં વૃત્તિ થયોછે લક્ષ મારે એ,
મહા આનંદને પામું હરી પ્રસન્ન કરવાને. ,, ૭
સદા સત્ચીદ આનંદમય સર્વત્ર બ્રહ્મ છે વ્યાપક.
ભાળી સ્વરૂપ એ મારૂં હરી પ્રસન્ન કરવાને. ,, ૮
પરીબ્રહ્મ સર્વના સ્વામી સદા સાકાર મુરતી છે,
દાસ બેચર તણા પ્યારા હરી પ્રસન્ન કરવાને. ,, ૯

**( આવોને મારા રઢીઆળા રણછોડ રે. એ લય )**

આવોને મારા પ્યારા નટવર લાલા રે,
પ્રગટ થયા તમે ભાદરણ ગામે વાલારે. આવોને૦ ૧
રૂપ અલૌકીક જોઇ મોહ્યું મન મારૂં રે,
તન મન ધન હું સર્વસ તમ પર વારૂં રે. ,, ૨
ફુલના બાજુને ફુલના ગજરા પહેરી રે,
ફુલે થયા ગરકાવ લેરખડા લેરી રે. ,, ૩
ભાલ તીલક તારૂં જોઇ મોહન મરમાળા રે.
ચીતડું ચોટયું અલબેલા છોગાળા રે. ,, ૪
વાલા તમારી આંખડી કામણગારી રે,
સુંદીર મુરતી લાગે છે લટકાળી રે. ,, ૫
પહેરી પીતાંબર રેશમીયાં નંદલાલા રે.
આવો મારા લાલ લેરી લટકાળા રે. ,, ૬
નીશદીન તારી રટના મુજને લાગી રે,
બેચરદાસની ભવની બ્રમણા ભાગી રે. ,, ૭

( ધર્મકુંવર શ્રી કૃષ્ણજી. એ લય. )

ધામી અક્ષરધામના આજ પ્રગટયા ભાદરણગામ. જોવા જાઉં છું
સંત હરીજન કારણે આજ બાંધ્યાં સુંદીર ધામ. ,, ૧
ઘોર કળીમાં પ્રગટયા વરતાવ્યો જયજયકાર. ,, ૨
ડંકો વગાડયો દેશમાં આજ કરે ચરીત્ર અપાર. ,, ૩
નીરવીકલ્પ ઉત્તમ નીશ્ચયની રીત ચલાવી આજ. ,, ૪
પુર્યા મનોરથ ભક્તના તમે કલ્પતરૂ મહારાજ. ,, ૫
જીવનમુક્ત કરવા સહુને ધાર્યો છે વીચાર. ,, ૬
અક્ષરમુક્ત કરી દાસને મોકલે ધામ મોઝાર. ,, ૭

( વારી વારીરે સુંદીર શામ તારા લટકાને એ લય )

ચાલો ચાલોને ભાદરણ ગામ જોવાને જઈએ
પ્રગટયા છે સુંદીર શામ જોવાને જઈએ.
ગામેગામનાં આવ્યાં હરીજન નીરખવા મહારાજરે
મોહનજીનું મુખડું જોતાં ભુલ્યાં છે ઘરબાર. જોવાને૦ ૧
સમૈયામાં રાસ રચ્યો છે ગોપ ગોપી અપારરે.
શામળીયોજી સંગે રમતા શોભાનો નહી પાર. ,, ૨
કીર્તન ગાતાને રંગે રમતાં ગોપીસંગ ગીરધારીરે
પીળાં પીતાંબર પહેરી સુંદીર રમતા શ્રી વનમાળી ,, ૩
કસબી ટોપી શીરપર શોભે ખભે ફેંટો બંહુ મેલીરે,
ગોપીસંગ ગીરધરજી રમતા રંગડાની રેલ વાળી. ,, ૪
કેસર કેરૂં તીલક કર્યું છે ચંદન ચરચ્યાં ભાલરે,
લાલ ટીલકડી જમણે ગાલે છોગલીયે હદવાળી. ,, ૫

ગુલાબના હાર શોભે સારા મોતીની માળા પેરીરે,
ખુરસી નાખી વચ્ચે બેઠા ગાય મનોહર ગીત. ,, ૬
લટકાં કરતાને મનડાં હરતા મધુરી વેણુ વગાડેરે,
કામને કાજ કાંઈ નવ સુજે કામણ એવાં કીધાં. ,, ૭
શોભા શી કહું સુંદીર સુખે આજે શ્રી ભાદરણુરે.
સુર બ્રહ્માદીક જોવા આવ્યા રાસ રમે છે કાન. ,, ૮
અંતરીક્ષમાં વીમાન રાખ્યાં જોવા શ્રી ગીરધારીરે
પુષ્પની વૃષ્ટિ કરતા પ્રેમે બોલે જયજયકાર. ,, ૯
પુર્વ જનમનાં પુન્યજ પ્રકટ્યાં મળીયા શ્રીમહારાજરે.
સુખનાસીંધુ ઉલટયા આજે આનંદ અંગ ન માય. ,, ૧૦
સુંદીર મુર્તી શોભે સારી જાઉં હું બલીહારીરે.
ખુરસી ઉપર ઉભા રહ્યા છે આંખો નીચી ઢાળી, ,, ૧૧
સંતજનોને આનંદ આપે પ્રેમ કરી બોલાવે રે.
ભકત મનોરથ પુરા કરવા કરે અલૌકીક ખેલ. ,, ૧૨
પ્રેમીજનના પ્રેમને વશ થઇ રાસ રમે ગીરધારીરે.
બેચરદાસ કહે આ અવસરીએ લીધો રૂડો લાવ. ,, ૧૩

( હું છું સતચીદ સુખનું ધામ. એ લય. )

હું છું આત્મા અક્ષરબ્રહ્મ હું છું સુખ આનંદબ્રહ્મ,
અજર અમર પતી રે.

અજર અમર પતીરે સર્વમાં કરૂં ગતી રે, હું છું આત્મા૦
માયા મોહનો સંગ કરી જન્મ લીધા મેં અપાર
લખચોરાસીમાં ફરી કુટાયો બહુ વાર.
અનેક યોની ફરી ફરી પસ્તાયો અતી રે. ,, ૧

વીષયમાં લપટાઇને પામ્યો દુઃખ અપાર,
અંધ બની અજ્ઞાનમાં સુજ્યું નહી રે લગાર.
જ્ઞાન વીના હું ગોથાં ખાતો જ્યાં ને ત્યાં અતીરે. „ ૨
રહી અજ્ઞાનમાં ભુલીયો હરી આનંદવિલાસ.
સદગુરૂ જ્ઞાન પ્રતાપથી કીધો આત્મ પ્રકાશ.
ગુરૂકૃપાથી ફરી ગઈ મારી મતી રે. „ ૩
માયાગુણથી પર રહું હૃદયમંદીરમાં વાસ,
ત્રણ દેહથી ન્યારો રહી ખેલું અલખ પ્રકાશ.
બ્રહ્મસત્તાથી સકળ વીશ્વમાં કરૂં ગતી રે. „ ૪
હું આત્મા છું દેહ જડ છે નીરખું વારંવાર,
જાણી લઉં છું જગતનું સતાથી નીરધાર.
બ્રહ્મસત્તાથી જડને ચૈતન્ય હું કરૂં પ્રતીરે. „ ૫
ચૈતન્ય મારૂં સ્વરૂપ છે અજ અમર અવીનાશ.
પરમાત્મા પરીબ્રહ્મહરી રહ્યા અખંડ કરી વાસ.
સેવું સ્વામી બેચરદાસના પ્યારા અતીરે. „ ૬

( ડરમાં તું દીલ સાથ છોકરા એ લય. )

સહુનું કરો કલ્યાણ અક્ષરપતી સહુનું કરો કલ્યાણ
આપી અલૌકીક જ્ઞાન અક્ષરપતી „
મુકત મુમુક્ષુ જીવ તમારા વીષઇ ભજે મુરતીઓ દ્વારા.
અનેક જન્મે પામર તમારા વેરભાવે ભજતાં તારનારા.
આપી દરશન દાન. અક્ષર૦ ૧

સૂર્યચંદ્રના પ્રકાશ દાતા સકળ વીશ્વ તણા જગત્રાતા,
તમે પીતા સ્વામી તમે ભ્રાતા નીષ્કામ ભકતીથી રાજી થાતા.
ટાળી જીવ અજ્ઞાન. અક્ષર૦ ૨
સંત એકાંતીક પ્રગટદ્વારા વીચરો પ્રભુજી વારંવારા,
દૈવી મુમુક્ષુને મળનારા પળમાંહી પાવન કરનારા.
આપી તમારૂં જ્ઞાન. અક્ષર૦ ૨
બ્રહ્મથી પરપરીબ્રહ્મ સ્વામી અક્ષરપુરૂષોતમ બહુ નામી,
સર્વ સુખના છો તમે ધામી જીવ જીવ પ્રત્યે અંતર્યામી.
કહે બેચરદાસ ગુણગાન. અક્ષર૦ ૪

( વાલા વ્રજલાલ સાથે લાગી રે લગનીયાં એ લય )

આરે શ્રી નાથ પ્યારે કીધાંરે કામણીયા મુજને મહારાજ
મુખડાની મીઠી વાણી મનને લોભાવ્યાં રે. આરે૦
ભુરકી નાખી છે એણે આજ,
ભાદરણ ગામે પ્રગટી ફરતા આ....આ....આ.... „ ૧
અલૌકીક સુખ આપી ચીત ચોરી લીધાં રે
શાંતી પમાડી મુને આજ,
ભાદરણ ગામે પ્રગટ ફરતા આ....આ....આ.... „ ૨
સુંદીર મુરતી પ્યારી રંગીલી રઢીઆળી
આપ્યાં સુખ દીવ્ય ભારે આજ,
ભાદરણ ગામે પ્રગટ ફરતા આ....આ....આ.... „ ૩
અલૌકીક વેણુ વગાડી સુણી સ્વર હું ગભરાણી.
તેણે ભરમાવી મુને આજ,
ભાદરણ ગામે પ્રગટ ફરતા આ....આ....આ.... „ ૪

લીલા એની ન્યારી ન્યારી અલૌકીક અદભુત ભારી
વારે વારે નીરખું કરી પ્યાર,
ભાદરણ ગામે પ્રગટ ફરતા આ....આ....આ.... આરે૦ ૫
નીરભેની નોબત વાગી જગની જંજાળ ભાગી.
મળીયા પુરૂષોતમ રૂપે આજ,
બેચરદાસ કહે પ્રગટ ફરતા આ....આ....આ.... ,, ૬

( જાય છે જાય છે જાય છેરે એ લય. )

વાયછે વાયછે વાયછે રે વેણુ વાલાની ભાદરણ વાયછે
અલૌકીક સ્વર સંભળાય છેરે ,,
ભાદરણમાં બ્રહ્મરસ પાય છેરે આઠપોર આનંદમાં જાયછેરે વેણુ૦૧
ગોપીઓની સંગે વાલો રાસ રમે છેરે આનંદસાગર ઉભરાય છેરે ,, ૨
પુરૂષોતમ પરીબ્રહ્મ સાથેરે રમતાં તે ભાન ભુલી જાય છેરે. ,, ૩
બંસી બજાવે વાલો મીઠી મધુરીરે સુણતાં મહાસુખ થાયછેરે ,, ૪
ખેલ અલૌકીક જોઈનેરે સર્વ દુઃખ નાસી જાય છેરે ,, ૫
બેચરદાસના પ્યારાની સંગેરે જન્મ મરણ દુઃખ જાય છેરે ,, ૬

[ ગોવીંદ તેરા ગજરા દેખી ભુલ ગઇ અજરા એ લય ]

મોહન તેરા લટકા દેખી ભુલ ગઈ મટકા,
ભુલ ગઇ મટકા ઓર વસ્ત્ર આભુષણ,
દેખી તોરા જાદુગર લટકા મોહન૦ ૧
લટકે તો મોહી વ્રજની ગોપીઓ લટકે ભુલી ઘર ગામકા. ,, ૨
લટકેતો ભકત પ્રલ્હાદને લીધો લટકે રોળી કાળી કુબજા. ,, ૩
લટકેતો મોહી રહી ભાદરણમાં ગોપીઓ,
લટકે ભુલાવ્યાં ઘર ગામકા. ,, ૪

લટકેતો કંઈકનાં ઘર ભગાવીયાં વારીવારી જાઉં તોરા લટકા „ ૫
બેચરદાસને લાગ્યું છે લટકું ગુણ ગાય છે ગોવીંદકા. „ ૬

પદ ૨ જું.

આવોને નાથ મારા મંદીરમાં બીરાજો,
મંદીરે બીરાજો દરશન દેજો પ્યારા તોરો પ્રેમરસ પાજો. આવોને૦ ૧
રસબસ થઈને આવો રસીલા ખાંતે કરીને ખુબ ખેલજો. „ ૨
શણગાર ધરાવું ને રંગમાં રમાડું મીઠી મીઠી મોરલી બજાજો. „ ૩
તીલક કરાવું ને ચંદન લગાવું નીત્ય નીત્ય આનંદ દેજો. „ ૪
હાર પહેરાવુંને ગજરા બંધાવું આપું મારા હઇયાનો હારજો. „ ૫
તુજ કારણ શામળીયા વાલા મેલ્યું કુટુંબ ધન ધામજો. „ ૬
બેચરદાસના બાળસ્નેહી લાગ્યો છે તમસંગે પ્યારજો. „ ૭

[ રાગ ગરબાનો જુઓ જુઓને હાંહાં રે એ લય ]

ચાલો ચાલોને હાંહાં રે ચાલો ચાલોને હાં હાં રે
ભાદરણ ગામ નટવર જોવાને
સમૈયામાં રે હાં હાંરે સમૈયામાં રે હાં હાં રે,
આવે સંત નટવર જોવાને ચાલો.

સાખી.

ભકતજનોને આનંદ આપે અક્ષરપતી મહારાજ.
જોતાં જોતાં ભવદુઃખ ભાગે સહુના છે શીરતાજ. નટવર૦ ૧
સંત સભા સંગાથમાં રે આપે અલૌકીક જ્ઞાન.
જીવનમુક્ત કરવા કાજે રૂડું આપે વિજ્ઞાન. „ ૨

એકાંતીકની શાળા ઉઘાડી કરવા અક્ષર રૂપ
સમૈયામાં પાઠ ભણાવે ઓળખાવ્યા બ્રહ્મસ્વરૂપ ,, ૩
બ્રહ્માંડના ભગવાનનો નીશ્ચય કરાવી દીધો આજ,
નીરવીકલ્પ નીશ્ચય કરાવા ધાર્યો છે અક્ષરધીરાજ. ,, ૪
સાંખ્ય કરાવી યોગ ચલાવે પોતે શ્રીપરીબ્રહ્મ.
બ્રહ્મરૂપ કરવા ધાર્યોછે સહુને મુકત મુમુક્ષુ તમામ ,, ૫
સમાધી આપીને ધામ બતાવ્યાં ટાળ્યાં માયીક દુ:ખ
કાળકર્મનાં વીઘન ટાળી આપ્યાં અખંડ સુખ. ,, ૬
મધ્ય પ્રકારના બાસઠ પ્રમાણે કરવા અક્ષરરૂપ,
છ પ્રકારનો નીશ્ચય થાતાં થાશે કૃપા હરીરૂપ. ,, ૭
જ્ઞાન સમાધી કરાવી આજે આપ્યાં સુખ અપાર.
બ્રહ્મથી પરપૂરીબ્રહ્મ ભાસે ગોચર કહે નીરધાર. ,, ૮

રાગ ધોળ.

ધન્ય ધન્ય અવસર રૂડો આવીયો
અક્ષરધામી પુરૂષોતમ પ્રગટયા આજરે.
અવસર રૂડો આવીયો.
ચાલો ચાલો જોવાને હરીમુરતી,
નીરખી નીરખીને લઇએ આપણ લાવરે.
અવસર રૂડો આવીયો. ૧
કરૂણાદૃષ્ટિ કરીને બોલાવશે,
રસીલો રસબસ થઇને રંગ રેલશે.
અવસર રૂડો આવીયો. ૨

હસીને હાંસ કરી વાલા ભેટશે,
અંતર શત્રુ મારીને કાઢી મુકશે.
અવસર રૂડો આવીયો. ૩
શાંતી પમાડી જીવ સુખીયો કરશે,
મન બુદ્ધી ચીત્તને પકડી લેશે.
અવસર રૂડો આવીયો. ૪
જ્ઞાન આપી અજ્ઞાન બધાં ગાળશે,
ધર્મ જ્ઞાન વૈરાગ્ય શુભ ગુણ પ્રેરશે.
અવસર રૂડો આવીયો. ૫
કાળમાયાના બંધ વાલો કાપશે,
દોષ ટાળી જીવનમુક્તિ આપશે.
અવસર રૂડો આવીયો. ૬
અક્ષર અમૃત ધામ તમે પામશો,
અખંડ અવીનાશી દીવ્યસુખ માણશો.
અવસર રૂડો આવીયો. ૭
પુરણ પદવીને આજ તમે પામશો,
દાસ બેચર કહે મોક્ષ માણશો.
અવસર રૂડો આવીયો. ૮

( પુનેમ ચાંદની ખીલી પુરી અહીંરે એ લય )

ચાલો ભાઇઓ દરશન કરવા આપણે રે,
પ્રગટ પ્રભુજી પધાર્યા ભાદરણ.
ચાલો ભાઇઓ દરશન કરવા આપણે રે.

સાખી.

વાલો મારો આવીયા અક્ષરધામેથી આજ.
કૃપા કીધી આ અમે ધન્ય ધન્ય મહારાજ.

મુકતંમુમુક્ષુ ભકતને બોલાવીયારે આજે કરવુંછે સહુનું કલ્યાણ.ચાલો૧

સાખી.

હીંડોળા પર શોભતા પોતે શ્રી ઘનશામ,
કરૂણાદૃષ્ટિ કરતા સંતોને વીશરામ.

કથાકીરતન સમાધી કરાવતારે હરીજનોને આપે નીત્ય આનંદ ,, ૨

સાખી

બ્રહ્મવિદ્યા ભણાવતા સંતોને કરી પ્યાર,
ત્રણ પ્રકાર પુરા કર્યા સવીકલ્પ નીરધાર.

વાલે છો પ્રકાર પુરાકરવા ધારીયારે સાંખ્યશાસ્ત્રથી કરવા બ્રહ્મરૂપ. ,, ૩

સાખી.

સવીકલ્પ નીરવીકલ્પ મળી થયા છો પ્રકાર.
સવીકલ્પ પુરા કર્યા બાકી ત્રણ નીરધાર,

પુરૂષ પ્રયત્ન કરશો તો હરીકૃપા થશે રે,
એવું બોલ્યા છે શ્રીમુખે સાક્ષાત, ,, ૪

સાખી

સંત હરીજન કારણે કર્યા સમૈયા ચાર,
ગામે ગામના હરીજનો આવે છે કરી પ્યાર.

કર જોડી બેચરદાસ કરે વીનતી રે,
નવી નવી લીલા ભાદરણમાં નીત્ય થાય ,, ૫

( મારા સાચા સ્નેહીરે એ લય )

તમે ઓરાને આવોરે પ્રેમરસ પાવાને,
બહુ હેત કરીનેરે નહીં દઉં જાવાને. તમે૦

મુજ મહોલે પધારીરે ખાંતે ધરી ખેલોને,
રસીયા રસબશ થઇરે રસીક રંગ રેલોને ,, ૧

તમેસારૂં મેં ગુણીયલરે ગુંથી રાખ્યાછે ગજરા,
મ્હારા મનના મોહનજીરે માની લેજો મજરા. „ ૨
હાર સુંદીર ગુલાબીરે પ્રેમ કરી પહેરાવું,
મારા મંદીરીયામાંરે ભજન રૂડા સંભળાવું. „ ૩
અંગોઅંગ આભુષણરે નવાં નવાં પહેરાવું.
વારંવાર હું નીરખીરે મનવૃત્તિ ઠેરાવું. „ ૪
છબી તારી નીરખીરે મોહી રહ્યું મન મારૂં,
થઇ ગઇ દીવાનીરે ભાળી મુખડું તારૂં. „ ૫
મીઠી વાણી મધુરી રે તમે વાલા સંભળાવો.
હસી હેત કરીનેરે વાલા તમે બોલાવો. „ ૬
કહેવું ઘટે તે કાનારે સુખે અમને કહેજો,
કૃપાદૃષ્ટિ કરીનેરે નીત્ય દરશન દેજો. „ ૭
ભકતજનને કારણ રે તમે વાલા પ્રગટયા છો,
દરશન આપી તમારૂંરે સુખ આપી રહ્યાછો. „ ૮
પ્રેમભકતીથી વાલારે વશ વેલા થાઓ છો,
ગોચરદાસના સ્વામીરે હવે કયાં જાઓ છો, „ ૯

( રાગ ઠુમરી. નાકીનોતે હરીકો સમરન એ લય )

શ્રી નારાયણ પીંડ પધારે કામ કરે સો ન કરેરે. શ્રી નારાયણ૦
પાછળ પાછળ લક્ષ્મી આવે રીદ્ધી સીદ્ધી ફેરા ફરેરે.
આઠું જામ હરીસ્મરણમાં ધ્યાન હરીનું ધરે સો ધરેરે „ ૧
બ્રહ્માતણા પરમાનંદ માંહી અખંડ ભજન કરે સો કરેરે.
વિશ્વસકળમાં કલ્યાણ કરવા માન અપમાન સહે ન સહેરે „ ૨
અંતરની વાતુ જાણીને કહેવું હોય સો કહે ન કહેરે.
કાળમાયા સગ આજ્ઞા પાળે નીર્ભય થઇ જગમાં ફરેરે „ ૩

અનંત જીવુંનો મોક્ષ કરવા મુકિમ આપી દુઃખ હરેરે,
બેચરદાસ વદે એમ વાણી હરીચરણે મન લઈ ધરેરે ,, ૪

ગરબી.

આવો આવો અલબેલા મારા મહોલમાં વાટ જોઈ રહી છું.
હુંસે હુંસે પધારો મારા હોલમાં ,,
મુને ગમે નહી શણગાર ,,
મારા પ્રાણતણા આધાર. ,, ૨
મેંતો ભોજન બનાવ્યાં ભાતભાતનાં. ,,
આવો જમવા પધારી રહો ને રાત. ,, ૩
મેવા મીઠાઈ તાજાં પકવાન. ,,
મારા પ્યારા પ્રગટ ભગવાન. ,, ૪
રૂડા શણગાર પહેરીને આવો નાથ. ,,
વાલા રંગમાં રમોને મારી સાથ. ,, ૫
તારૂં રૂપ અલૌકીક જોઈ. ,,
તમવીના ગમે નહી કોઇ. ,, ૬
આવો હસતા હસતા મહારાજ. ,,
બેચરદાસના છો શીરતાજ. ,, ૭

પદ ૨

તમ સંગે બંધાણી પ્રીત અલબેલા વાલા.
હું કેમ કરી રાખું રીત ,, ૧
તારી મુરતી અલૌકીક જોઇ. ,,
મારૂં મન રહ્યું છે મોહી ,, ૨

તમ સારૂં તજ્યો સંસાર. ,,
મારે એક તમારો આધાર. ,, ૩
તમે આપ્યાં અખંડ મહાસુખ ,,
કાપ્યાં ભવબંધન મહાદુઃખ. ,, ૪
તમે આપ્યો અખુટ આનંદ ,,
છો બ્રહ્મતણા બ્રહ્માનંદ ,, ૫
તારી રીત અલૌકીક જોઈ. ,,
રહ્યા મુકત મુમુક્ષુ લોભાઇ. ,, ૬
થઈ જગમાં અલૌકીક જીત. ,,
રૂડાં ગાય બેચરદાસ ગીત. ,, ૭

[ વાલીડે વાંસળી વગાડી. એ લય. ]

કયાં વાગી કયાં વાગી મોરલીયું કયાં વાગી રે
સુતીતી નીંદમાંથી જાગી મોરલીયું કયાં વાગી રે.
સ્વર સુણતાં હું ગભરાણી મારા ચીતમાં ચટકી લાગી. મોરલીયું૦ ૧
મનડું આકુળ વ્યાકુળ થાયછે આ તનમાં થઈ તાલાવેલી ,, ૨
ભાદરણ ગામે વેણ વગાડી જોવા માટે હુંતો ભાગી. ,, ૩
વસ્ત્ર આભુષણ સર્વે ભુલી આ સુરતા મારી લાગી. ,, ૪
રૂપ અલૌકીક હરીનું નીરખું મારી ભવની ભ્રમણા ભાગી ,, ૫
છબી જોતામાં ભાન ભુલી ગઈ હું થઇ ગઇ બાઇ વેરાગી. ,, ૬
શુંરે જાણું મુને શું કર્યું એણે વાલીડે મોહીની લગાડી. ,, ૭
અખંડ હેવાતણ આપ્યું મુજને મારી નીરભેની નોબત વાગી ,, ૮
પુરૂષોતમ પરીબ્રહ્મની સાથે લગની મારી લાગી. ,, ૯

અખંડ શાંતી આપીરે મુજને હવે થઇ રહીશું બડભાગીરે „ ૧૦
બેચરદાસના સ્વામીની સંગે પ્રેમની તાળી વાગીરે. „ ૧૧

રાગ નાટકનો

જુવો ભાઇ આરે જગત ઢોંગીલું જણાય.
સાધુ સંતનકી નીંદા કરેછે પાપનાં પોટલાં નીત્ય ભરેછે
અનાદીથી અવળાં છે એવાં રે સદાય ૧ જુવો૦
કુકર્મ કરતાં નવ ડરે છે ઊમર આખી વ્યર્થ કરે છે.
વિષયમાં લુબ્ધ થઇ માયામાં કુટાય „ ૨
ન કરવાના કામ કરે છે માન મોટાઇમાં ફુલી મરેછે.
પરની પંચાતો કરી જમને હાથે જાય. „ ૩
લુચ્ચા લપંટા દુષ્ટ હરામી દીઠા જગમાં ઘણાકકામી
એવા જનો જીવતાં છે મુવેલા ગણાય. „ ૪
પ્રપંચ કરતા કોઇથી ન ડરતા ઇશ્વરની બીક મનમાં ન ધરતા
પશુ પેઠે પેટ ભરી ભવમાં કુટાય. „ ૫
દારૂ હીંસા નીત્ય કરે છે અંતે કાયર થઇ મરે છે
કહે બેચર દુઃખ પામી વિના મોતે જાય „ ૬

( દીવામાં દીવેલ ખુટયું હવે નથી વાર )

શોભે સુંદીર ફેંટો કેવો હરીએ બાંધ્યોછે એવો જુવોને આવાર
બંને બાજુ છોગાં ધર્યાં જોતાં મારાં ચીત્ત હર્યાં. „ ૧
બની શોભા બહુ સારી ખેલ કરે ગીરધારી. „ ૨
રેશમી કસબી કોરો માંહી છે સોનેરી તારો. „ ૩
નીત્ય નવી લીલા કરે બાદરણુ સમૈયા ભરે „ ૪

અક્ષરધામના અધીપતી રમે આજ રમાપતી. ,, ૫
આનંદ આપે છે અતી જીવતાં કરાવે ગતી. ,, ૬
અંગેઅંગ શણુગાર શોભે રૂડા ફુલહાર. ,, ૭
શોભે છે મોતીના હાર કંઠે છે કુંદનહાર. ,, ૮
ચાલ્ય રૂડી છંમ છંમ વાગે ઘુઘરી ઘંમ ઘંમ. ,, ૯
હીરકોરી ધોતી પહેરી નાચે લટકંતો લહેરી. ,, ૧૦
મુખડાની શોભા ભારી છબી અતી છે રૂપાળી. ,, ૧૧
કોટી કામ લજવાઈ જોઈ ગયા શરમાઇ ,, ૧૨
ભાલ તેજ અતી શોભે દેખી ભકતમન લોભે. ,, ૧૩
અલૌકીક વાતુ કરે મીઠુ બોલી મન હરે. ,, ૧૪
જ્ઞાન ગોષ્ટી કરે અતી અમૃતની કરી દ્રષ્ટિ ,, ૧૫
સમૈયાના પાંચ દીન આપે જ્ઞાન નીશદીન ,, ૧૬
બેચરદાસ બલીહારી ટાળ્યાં ભવ દુઃખ ભારી. ,, ૧૭

( ચાલ સખી જોવાનેરે જઇએ એ લય )

આજ સખી અલબેલોરે વાલો ગોપી બન્યા ગીરધારીરે
બસ્માની સાડી પહેરી રૂપાળી ખેલ કરે વનમાળીરે. આજ૦૧
ઘુંઘટ વાળીને ગરબોરે ગાતા પુરૂષોતમ ગીરધારીરે
ભાદરણુગામે ખેલ કરેછે શોભા બની અતી સારીરે. ,, ૨
રમઝમ કરતા ને ગરબેરે ફરતા ગોપીઓ સંગે ખેલેરે
દરશન દેતાને આનંદ કરતા રંગભીનો રંગ રેલેરે. ,, ૩
બોડીયું માથું ને મુછે બેધાંણી ભાલ ટીલકડી શોભેરે
ઝાંઝર વાજે ને ગડગડ ગાજે સુરપતી નરપતી લોભેરે ,, ૪

ગળે હાથ નાખી ગોવીંદ ઉભા સંતો જોઇ હરખાયેરે
ઘુંઘટો ખોલી ઉભા રસીલા આનંદ અંગ ન માયે રે „ ૫
ચાલ સખી આજ જીવણ જોવા ભાદરણગામે જઇએરે
મુરતી મનોહર નીરખી રૂપાળી લાવો રૂડો લઇએરે „ ૬
સુખીયાંરે થઇશુંને ભેગાંરે રહીશું ગુણલા નીશદીન ગઇએરે
પુરૂષોતમ સ્વામીનેરે ભેટી અખંડ સુખીયાં થઇએરે. „ ૭
ભકતની ઇચ્છા પુરીરે કરવા કરે ચરીત્ર મોરારી રે,
જગથી ન્યારી રીત ચલાવી બેચરદાસ બલીહારીરે „ ૮

( મુખડાની માયા લાગીરે એ લય )

લેને લાવો લેને લાવોરે આ ભવમાંહી.
કાયા તણો રંગ કાચે રૂપ દેખી નવ રાચો,
એક સત્સંગ સાચો રે આ ભવ૦ ૧
વીષયમાં લપટાઇ તજ બધી મસ્તાઇ,
કાયા જશે કરમાઇ રે „ ૨
મતી ભ્રષ્ટ થઇ તારીભજ્યા નહી ગીરધારી,
મનમાંહી જો વીચારી રે. „ ૩
મુરખ તું જોને જાગી રહ્યો સદા નીરભાગી
સંત સેવા બડ ભાગી રે. „ ૪
કાળ જશે પકડીને બાંધી રૂંધી જકડીને,
અંતે જાય ઘસડીને રે. „ ૫
મળ્યો દેહ રૂડો આવો હરી ભજી લેને લાવો,
પ્રગટના ગુણ ગાવો રે. „ ૬
કર સંત તણી સેવા ઘેર ગંગાજીને રેવા,
મળે મુક્તિ મીઠા મેવા રે. „ ૭

પુરૂષોતમની કર પ્રીતી ટળે ભેદતણી ભીતી.
એ છે શાસ્રતણી રીતી રે આ ભવ૦૮
ભાવે ભજો ભગવાન સ્થીર, કરી એક મન.
થાય પ્રભુ પ્રસન્ન રે ,, ૯
ભાવથી દરશન કરે હરી તેનાં દુઃખ હરે.
પળમાં પાવન કરે રે ,, ૧૦
દાસ બેચર કહે પ્રીતે ભજો સહુ રૂડી રીત્યે
પ્રગટ ભજે તે જીતે રે ,, ૧૧

[ અક્ષર પુરૂષોતમ એ લય. ]

કલ્યાણના કરનાર ખરા પ્રભુ કલ્યાણના કરનાર,
રોકડું ફળ દેનાર: ખરા પ્રભુ ,,
ભજન ભકિત જે જે કરે છે તેનું ફળ તુરત દેનાર. ખરા પ્રભુ૦૧
કર્મ પ્રમાણે ફળ પમાડે ભકતજનોને આવાર ,, ૨
દર્શન આપી દુઃખ હરે છે વીષય મુકાવનાર. ,, ૩
સંતજનોને કૃપા કરીને મોકલે ધામ મોઝાર. ,, ૩
નીરવીકલ્પ નીશ્ચય કરાવી આપે છે જ્ઞાન અપાર. ,, ૫
સમાધી સ્થીતી આજ કરાવે ભાદરણ ગામ મોઝાર. ,, ૬
જ્ઞાન વૈરાગ્ય યોગ ચલાવી આપી છે શાંતિ અપાર ,, ૭
ઉત્તમ બ્રહ્મરૂપ કરવા છે સહુને હરીજનો નરનાર ,, ૮
જીવનમુકત બનાવ્યા આજે મુકત હજારૂં હજાર. ,, ૯
જન જન પ્રત્યે પરચા અલૌકીક અનુભવનો નહી પાર ,, ૧૦
જગથી ન્યારી રીત ચલાવી સીકકો બેસાર્યો આવાર ,, ૧૧
દીવ્ય મનુષ્ય ચરીત્ર કરીને ભરમાવ્યું જગને આવાર ,, ૧૨
આજ સામરથી બહુ જણાવી કહે બેચર નીરધાર. ,, ૧૩

## રાગ કવ્વાલી.

જગતમાં જીવ છે દુઃખીયાં નહી કોઇ રીતેરે સુખીયા
કાંમી ક્રોધીને લોભી વળી સ્રીધનના ભોગી.
કરે છે કર્મ તો અવળાં પછી પસ્તાયછે પુરા જગતમાં૦ ૧
ડાહ્યા ને ઘેલા અજ્ઞાની રાજા રંક પુરાણી
જોગી ભોગી સંન્યાસી દીઠા જગમાં ઘણા દુઃખી ,, ૨
બહુ છે સાહ્યબી જેને અતીશે લોભ છે તેને,
નથી સંતોષને શાંતિ નથી સુખી ઘણા દુઃખી. ,, ૩
ગરીબો ધન વીના દુઃખી ભીખારી અન્ન વીના દુઃખી
અતીસે પુત્ર વસ્તારી તેને મહા દુઃખ છે ભારી. ,, ૪
નથી સુખ પુત્રનું જેને નથી સુખ નારી છે તેને,
અતી મુંજાય વાંઢાઓ ઘણાએ દુઃખી તે ભાઈઓ. ,, ૫
બહુ છે દુઃખ વિધવાને નથી કાંઇ સુખ સધવાને,
જગત જંજાળમાં દુઃખી નથી કોઈ વાતેરે સુખી. ,, ૬
નથી કાંઇ સુખ ત્યાગીને નથી સુખ કાંઇ જોગીને,
અતીશે દુઃખી સંસારી જગતમાં જોયા વેપારી. ,, ૭
સદા છે સુખીયા સંતો પ્રભુના પ્રેમીલા ભકતો,
સદા સંતોષને શાંતિ નહી કોઇ જાતની ભ્રાતી. ,, ૮
હરીની શેવામાં સુરા ભજન ભકિતમાંહી પુરા,
હરી સત્સંગ સદા કરતા પ્રગટનું ધ્યાન તો ધરતા. ,, ૯
હરીના સુખે છે સુખી કહે બેચર નથી દુઃખી,
ભરી છે અંતરે શાંતિ છતી દેહે મળી મુક્તિ. ,, ૧૦

## પુનેમ ચાંદની એ લય.

ધન્ય ધન્ય શી કહું શોભા શ્રી ઘનશામનીરે,
વાલે ભાદરણુગામે રચીયો રૂડો રાસ,
ચાલો સજની સંગાથે સહીઅર સહુ મળીરે,

સાખી

ભાદરણુ અક્ષરધામમાં પુરૂષોતમ પરીબ્રહ્મ,
સંગે મુકતો શોભતા અક્ષરકોટી બ્રહ્મ.

આજે સમૈયાનો દીન પવીત્ર છે રે,
રમે કાન ગોપી આનંદમાં રાસ ચાલો૦ ૧

સાખી

અંગે આભુષણુ ધર્યાં કંઠે મોતી હાર,
સુંદીર હાર હજારીના તીલક શોભા અતીસાર.

શીરપર ટોપી જીક ભરેલી શોભતી રે,
મુરતી જોતાં જોતાં આનંદ ઉભરાય. ,, ૨

સાખી.

ભાદરણુ અક્ષર ભુવનમાં ગરબો રૂડો ગવાય,
ગામે ગામની ગોપીઓ આનંદમાં હરખાય.

તાળી પાડે શ્રી વનમાળી સાથે તાંનમાંરે,
કીર્તન ગાયે ફરતા બોલે મધુરાં ગીત. ,, ૩

સાખી

સમૈયાના દીનમાં ખેલ અલૌકીક થાય,
પુરૂષોતમને નીરખતાં દેહભાન ભુલાય.

સ્થીર થઇ સમાધીમાં ઉતરી જાય છે રે,
બ્રહ્મપ્રકાશ પરીબ્રહ્મ દર્શાય, ,, ૪

સાખી

ધન્ય ધન્ય ભાદરણ ગામને ધન્ય ધન્ય નરનાર
ધન્ય ધન્ય પશુપંખીને ધન્ય વૃક્ષ અવતાર.

ધન્ય ભાગ્ય ચોક ચૌટા શેરી બજારનેરે.
જેને અહોનીશ પ્રભુનાં દરશન ,, ૫

સાખી

ધન્ય ધન્ય હરીજંન સંતને જેના સ્નેહી નંદકુમાર
સેવા કીધી શામની તેના પુન્યતણો નહી પાર.

બેચરદાસ હરીપાસ કરે વંદના રે,
આજે વીશ્વમાંહી વરતાવ્યો જયકાર ,, ૬

( કયાંથી આ સંભળાય મધુર સ્વર એ લય. )

ગમતું ગોવીંદનું થાય આ વિશ્વમાંહી ગમતું ગોવીંદનું થાય.
કરોને કોટી ઉપાય ,, ,,
અહીં સુખ મળશેને તહી સુખ મળશે કરેછે દુઃખમાં ઉપાય આ વિશ્વ૧
વૈદ તેડાવેને દાકતર બોલાવે નાડી દેખાડવા જાય. ,, ૨
જંતર લગાવેને મંતર અજમાવે કોઇનું ચાલે નહિ જરાય. ,, ૩
આ દવા સારી બહુ ગુણવાળી કરેછે કોટી ઉપાય. ,, ૪
વૈદના કર્મના વૈદજ ખાશે ભુવા જાગરીયા ધુતીરે જાશે
પણ ધાર્યું ધણીનું થાય. ,, ૫
થવાનું હશે તેમ થઇ જાશે ઉપાય સર્વે ફોકટ જાશે.
ધીરજ રાખોને સદાય ,, ૬
હરી સત્સંગનો પ્રતાપ ભારે શુળીનું દુઃખ કોર્ટથી સારે.
એવો હરી મહીમાય. ,, ૭

ઘડીમાં રાયનો રંક બનાવે ઘેરઘેર ભીખ માગી ખવરાવે
રહેવું આનંદમાં સદાય „ ૮
ઘડી હસાવે ને ઘડી રડાવે બેચરદાસ ગુણ ગાય. „ ૯

**( અરે મસ્તાન પ્રેમની મને કોઇ ન છેડો રે. એ લય )**

અરે હું છું આત્મા બ્રહ્મઅક્ષર મારૂં નામ રે
મારૂં નામરે મારૂં ધામરે અરે૦
નાત નથી જાત નથી ગામ ઠામ રે, „ ૧
સાખી—સુત નથી કોઇનો નથી કોઇનો તાત
સગાં સંબંધી કોણ છે કેનાં માત ને તાત
સુખરૂપ અમર છું સદા હું આનંદરામ રે „ ૨
સાખી—આ ભવનાં જે માયરાં સગાં સહોદર જેહ.
જેવાં પેલા ભવનાં તેવાં આ છે તેહ.
હું ન્યારો તેથી ન્યારો છું ચૈતન્ય રામરે „ ૩
સાખી—પૂર્વે ભવનાં જે હતાં પુત્ર અને પરીવાર,
તે અજ્ઞાને ભુલીયો લીધો આ અવતાર.
જેવાં તે છે તેવાં આ સગાં હવે ભજું શામરે. „ ૪
સાખી—પરમાત્માએ વિશ્વમાં રચીયું બ્રહ્માંડ જેહ,
પૃથ્વી પાણીનું કર્યું માયા કાર્ય છે એહ.
છે બ્રહ્મને પરીબ્રહ્મ વસ્તુ અચળનાં મરે. „ ૫
સાખી—ચૈતન્ય મારૂં સ્વરૂપ છે આનંદ રૂપ સદાય,
સદ્ગુરૂ કૃપા પ્રતાપથી બેચરને દર્શાય,
હું બ્રહ્મરે પરીબ્રહ્મ મળ્યા થયું પૂર્ણ કામરે. „ ૬

(રે અવસર આવ્યો રે સારો રે એ લય.)

રે આજ મારે આંગણીયે આવ્યા રે,
ધન્ય ધન્ય આજ મેંતો શામસુંદીરવરને વધાવ્યારે. રે આજ૦ ૧
રે આપ્યો મેંતો ચાકળીયો સારો રે,
બેઠા તે પર બહુનામી રસીક રંગીલોરે છોગાળોરે. ,, ૨
રે છબી જોઈ મન મારૂં મોહ્યું રે,
શુંરે જાણ્યું શુંરે કીધું નેણાં કમળમાં ચીત્ત પ્રોયું. ,, ૩
રે શીરપર ટોપી છે સારી રે,
શોભે મોતીના તોરા કલગી અનુપમ છે ભારીરે. ,, ૪
રે અંગે આભુષણ છે ભારી રે,
કાને કુંડળ લટકે શોભે ઉતરીયો રે સારીરે ,, ૫
રે સુણી મેં મુખડાની વાણી રે,
મીઠામીઠા સ્વર સુણી સખી હુંતો થઇ ગઇછું દીવાનીરે ,, ૬
રે મહા સુખ આપ્યું રે મુજને,
સખી મુને મળ્યા સુંદીરવરરે મોરારી. ,, ૭

[જય આનંદકંદ મોરારી. એ લય]

લટકાળા તારી બલીહારી તારી લીલા મંગળકારી. લટકાળા૦
મીરાં તારીને અહલ્યા ઉગારી ચીર પુર્યાં દ્રૌપદીનાં ભારી. ,, ૧
નરસીંહરૂપે હીરણ્યકશીપ માર્યો નામલેતાં અજામેળને તાર્યો
લીધો ભકત પ્રલ્હાદ ઉગારી. ,, ૨
નરસીંહમહેતાની હુંડી સ્વીકારી શેઠ બની રાખી શાહુકારી
લીધા પાંડવને બળતા ઉગારી. ,, ૩
આજ બાજીબાને ભાગ ચઢાવ્યા નામ સંભાળતાંવેગે આવ્યા
કામ કીધાં અલૌકીક ભારી. ,, ૪

કાળ પડયો હતો મારવાડ જ્યારે દીધાં મરઘાને દરશન તે વારે
દુધ આપશે ભેંસ તમારી. ,, ૫
ઊચીગઈલી ભેંસોએ દુધ આપ્યા તમે માખણ ખાધાંને ઘી માપ્યાં
માપ કાઢયું બારશેર મોરારી લટકાળા૦ ૬
જઇ માખણ પ્રભુ તમે ખાતા હતા તમે પ્રેમનેવશ થઇ જાતા હતા
તમે કરૂણા કીધી ભારી લટકાળા૦ ૭
મારૂં માખણ નીત્ય પ્રભુ ખાઇ જાયે એવું મરઘાનામનમાં થઈ જાયે
પ્રેમ વીના ગયા નહી મોરારી લટકાળા૦ ૮
બારશેરનું ચારશેર થયું ચારશેરનું બશેર રહ્યું,
મરઘા પસ્તાય મનમાં ભારી લટકાળા૦ ૯
આંધળી ડોશીને આંખો દીધી સાધીગામે જઈ કૃપા કીધી.
તમે વચન આપ્યાંરે મોરારી. લટકાળા૦ ૧૦
દેહ પડવાનો દીવસ લખાવ્યો કલાક તારીખ વાર જણાવ્યો
તમે લેવા ગયારે મોરારી, લટકાળા૦ ૧૧
તે દીવસવારે તમે ગયા હતા દેન દેવા સાધી ગામે રહ્યા હતા,
તારા બાનાની બલીહારી. લટકાળા૦ ૧૨
તમે હરખાંને ત્યાં ગીરધારી છાનાં માખણ ખાધાં તમે મોરારી
તેનો બદલો આપ્યો બહુ ભારી લટકાળા૦ ૧૩
એકવાર વલોવી ઘી કીધાં ફરી છાશ વલોવી ઘી દીધાં.
માપ કાઢયું છશેર મોરારી. લટકાળા૦ ૧૪
પુંજીબાઇના પરગામ લોક રૂઠયા કરી ક્રોધ વેલમગામે ત્રુઠયા.
તમે વારે ધાયા ગીરધારી. લટકાળા૦ ૧૫

કહે ભગવાન તારા હાથ સાચા આવી ઉગારશે નહીતો કાચા
પડયાં ભુઠાં સર્વે નરનારી　　લટકાળા૦ ૧૬
ધગધગતાં પાસીયાં કરાવ્યાં પુંજીબાઇના હાથમાં જલાવ્યાં.
દાઝી નહી લગાર તે નારી　　લટકાળા૦ ૧૭
તમે કીડીઓની હાર ત્યાં બતાવી પાસીયાં લીધાંને બળતાં બચાવી
ધન્ય ધન્ય મોહન ગીરધારી.　　લટકાળા૦ ૧૮
વ્યાસનાથજીને આણંદ ગામે તમે વચન આપ્યું હતું તે ઠામે
ખરા દુઃખમાં સંભાળજે ધારી　　લટકાળા૦ ૧૯
ખરા સંકટમાં મુને યાદ કરજે કહ્યું વચન મારૂં ઉર ધરજે
આવી લાજ રાખીશ તમારી.　　લટકાળા૦ ૨૦
એક દીવસે ખરા મધ્યાને ઘડો પડયો કુવામાં તે દીને
જઈ ઊતર્યા લેવા ધારી.　　લટકાળા૦ ૨૧
ઊંડો કુવો ને અડધે લટકીયા હાથ પગ બહુ છોલાઈ ગયા.
કોઇ હતું નહી નર નારી.　　લટકાળા૦ ૨૨
નવ ઉપર અંવાય ન નીચે જવાય અરે માતા માધેવ મારી કરજોસાહ્ય
કોઇ આવ્યું નહીરે ભાઇ.　　લટકાળા૦ ૨૩
નામ પ્રગટ પુરૂષોતમ સંભાર્યા એકદમ હરી આવ્યા ધાર્યા
હાથ ઝાલી લીધા રે ઉગારી.　　લટકાળા૦ ૨૪
દાસ દુઃખી દેખી તમે ધાવોછો ખરા સંકટમાં તમે જાવોછો
તમે ભકતવચ્છળ ગીરધારી.　　લટકાળા૦ ૨૫
તમે ભકતઉપર અઢળક ઢળીયા પ્રગટ થયા તમે ભાદરણુ રસીયા
નાખું તન મન ધન પરવારી,　　લટકાળા૦ ૨૬
એમ અનેક ભકતોને તાર્યા ખરા સંકટમાં જઇ ઊગાર્યા.
ગાય લીલા બેચર તારી.　　લટકાળા૦ ૨૭

રાગ ધોળ.

જીરે આજ સમેયો રૂડો આવીયો,
સજની ચાલોને જઇએ ભાદરણ ગામરે
સમેયો રૂડો આવીયો.

હરીબીરાજે ભાદરણ અક્ષર ધામમાં,
નીરખી હરખીને સુખીયાં થઇએ આજ રે. સમેયો૦૧

સંતમુક્તો મોટેરા સર્વે આવશે,
નરનારી ભજન રૂડાં ગાવશે „ ૨

ચાલો ચાલોને જઇએ આનંદ કરવા,
પુરણ પ્રેમથી હરીવરને મળવા. „ ૩

પાંચ દીન ભજન રૂડાં થાય છે,
ક્ષુધા તૃષાનું ભાન ભુલાય રે. „ ૪

બ્રહ્મશાળામાં જ્ઞાન અપાય છે,
ઉત્તમ જ્ઞાનની સ્થિતી પમાયરે. „ ૫

ધ્યાનમુની ધ્યાનમાંહી જાય છે,
યોગી યોગ સમાધીમાં જાય રે „ ૬

ભજન કીરતનમાં ભાન ભુલાય છે,
હરીકૃપાથી ધામ માંહી જાય રે. „ ૭

મનબુદ્ધી ચીત્ત સ્થીર થાય છે,
સેજે સેજે બ્રહ્મદર્શન થાય રે. „ ૮

આઠુજામ આનંદ વરતાય છે.
મુરતી જોતાં દુઃખ નાસી જાય રે . „ ૯

કથા કીરતન શાસ્ત્ર વંચાય છે,
એકાંતીકનાં નાટક ભજાય રે. „ ૧૦

પાંચ દીન અમૃતરસ પાય છે,
પ્રેમે પીતાં બેચર કહે બ્રહ્મરૂપ થાયરે „ ૧૧

( ડરમા તું દીલ સાથ છોકરા )

સુષુકિત કેમ જીતાય એ વાલા મારા સુષુકિત કેમ જીતાય
એનો કરોને કાંઇ ઉપાય એ વાલા મારા „
ભજન કરતાં આડી આવે હરીજનોને વીઘ્ન કરાવે,
જ્યાંને ત્યાં એનું બળ જણાવે હરીજનોને ભજનમાં ભુલાવે
માટે કૃપા કરોને જગરાય. એ વાલા૦ ૧
જગત જનને છે સુખકારી સુખકારી વળી છે ગુણકારી.
ધ્યાની મુનીને વિઘ્ન કરનારી એવી નીંદ્રા છે માયા તમારી
માટે દુર કરોને સદાય. એ વાલા૦ ૨
ભકત ભજનમાં બેસે છે જ્યારે ઇંદ્રીઓ સ્થીર થવા આવે ત્યારે
થોલ સાંધે છે માયા તે વારે થાય ભજનમાં વીઘ્ન ત્યારે
સુણો બેચરદાસના રાય. એ વાલા૦ ૩

( મને મુખડું દેખાડી બોલો મોહન. એ લય )

તારા મુખડાની માયા લાગી મોહન હવે જાવો કયાં પ્યારા પ્રાણજીવન
જે જે જોઇએ તે વાલા આપું મોહન સોંપું સર્વસ મારૂં તન મન ધન ૧
તારી છબી અલૌકીક જોઇ મોહન ભાન ભુલી ગઇ પ્યારા ઓરે જીવન ૨
મારૂં સાચું નાણું તમે છોરે મોહન આરે જગતનું છે જુઠું ધન. ૩
એક તમે તમારા ભકત મોહન લાગે પ્યારા મુજને પ્રાણજીવન ૪
મારા સાચા સગા સ્નેહી છોરે મોહન અંતકાળના બેલી છોરે જીવન ૫
એક ઘડી નહી અળગા મુકું પ્રીતમ બેચરદાસના પ્યારા પુરૂષોતમ ૬

### શ્રીજી મહારાજ માગું. એ લય

જય જય ધામી સ્વામી પુરૂષોતમ પ્યારા,
પુરૂષોતમ પ્યારા ધર્મ દુલારા. જયજય૦
સકળ વિશ્વકારણ સ્વામી પ્રગટ પુરૂષોતમધામી.
અધમ ઓધારણ સ્વામી અંતરજામી ,, ૧
મનોહર મુરતી તારી છે અતી કામણગારી,
રંગીલા ને રઢીઆળી લાગે છે પ્યારી ,, ૨
લીલા તારી જગથી ન્યારી અલૌકીક આનંદકારી.
સહુજનને સુખકારી ભવદુઃખ હારી ,, ૩
જીવતાં ગતી કરાવી અલૌકીક ધામ બતાવી.
બ્રહ્મશાંતિ પ્રસરાવી કળા પ્રગટાવી. ,, ૪
એકાંતીક શાળા સ્થાપી ભાદરણમાં મુક્તિ આપી.
દેહતણા દોશ કાપી કૃપાદ્રષ્ટિ સ્થાપી. ,, ૫
કૃપાદ્રષ્ટિ ભારે કીધી બુડતા બાંહ્ય ઝાલી લીધી.
દાસ બેચર પર કીધી કરૂણા ભારી. ,, ૬

### રાગ ગજલ.

મારો નટવરલાલો આજમળ્યો આજમળ્યોરે આજ મળ્યો. મારો૦
મુને ભાદરણગામે પ્રગટ મળ્યો પ્રગટ મળ્યો ને જનમ ફળ્યો. ,, ૧
મારે અમુલ્ય અવસર આજ મળ્યો આજ મળ્યો ને સુફળ ફર્યો ,, ૨
મારા અંતરમાં આનંદ ભર્યો મુને પંચ વિશયથી મુક્ત કર્યો. ,, ૩
મુજ સારૂ આજે દેહ ધર્યો દેહ ધર્યો મારો કાજ સર્યો ,, ૪
મારો જનમમરણનો ભય ટળ્યો ભય ટળ્યો ને નીરભય થયો. ,, ૫

મારાં દુઃખ દરદ્દળને દુર કીધાં મારા ઉરમાં ઘટ ઘટ વ્યાપી રહ્યો ,, ૬
મુને અખંડ સુખડાં આપી ગયો મારા ઉરમાં આનંદ વ્યાપી રહ્યો ,, ૭
મુને જીવનમુક્તિ આપી ગયો હુંતો પુરણ પદવી પામી રહ્યો ,, ૮
મન હરીને ચીતડાં ચોરી ગયો મારા પ્રેમમાંપ્રેમ મીલાવીરહ્યો ૯
મુને પ્રેમકટારી મારી ગયો મારી ગયો દુઃખ હરી ગયો. ,,૧૦
એની છબી અલૌકીક આપી ગયો આપી ગયો દુઃખ કાપી ગયો ,,૧૧
બેચરદાસને વિદ્યા ભણાવી ગયો કરી કામણને મન હરી ગયો. ,,૧૨

( જય સચ્ચીદાનંદ સરવેને મારા એ લય )

જય પુરૂષોતમ સર્વેને મારા સર્વેને મારા વંદન હમારા જય૦
પુરૂષોતમ પુરૂષોતમ વદવું પુર્ણ અવતારને વંદન કરવું.
પ્રગટ મુરતીનું ધ્યાનરે ધરવું, ,, ૧
શાસ્ત્રનોસાર વેદાન્તનો સાર પુરૂષોતમ લખ્યા વાર હજાર
સહુમાં વ્યાપક અને સહુથી છે ન્યારા. ,, ૨
દેહ મુકી રહેવું જેનીરે પાસે એજ માયા પ્રગટ અવીનાશે
એજ અમારા ને એજ તમારા. ,, ૩
અખીલબ્રહ્માંડના છેએતો સ્વામી આદીઅનાદી પુરૂષોતમધામી
કલ્યાણના છે એ કરનારા. ,, ૪
પ્રલયરૂપે પુરૂષોતમસ્વામી એક રહે છે અંતર્યામી
અક્ષરથી પર ને અક્ષરથી ન્યારા. ,, ૫
સહુના કારણ અને સુખના રાસી કોટી મુક્ત સેવે ઉપાસી
મોક્ષ દેનારા ને જીવનદારા. ,, ૬
એજ અવતારી ને મુગટધારી મળ્યા પ્રત્યક્ષ આજે દેહધારી.
બેચરના પ્યારા ને એજ તમારા. ,, ૭

[આવોને હરી છેલ છબીલા છોગાળા એ લય]

આવોને મારા લાલ લેરી લટકાળા,
પહેરી પીતાંબર આવો છોગાળા. આવો૦
રસબસ થઇને આવો રસીલા નીજ સખા સંગે છેલા, ,, ૧
જરકસી વાઘા પાઘ સોનેરી શણુગાર ધરીને રૂપાળા ,, ૨
ફુલનાબાજુ બંધ ફુલના ગજરા પહેરી હાર ગુલાબ કેરા ,, ૩
અંગે આભુષણ સુંદીર સારાં તોરા ઝુકાવોને પ્યારા. ,, ૪
મોતીની માળા રૂમાલ રૂપાળા પહેરી લાલ મોજડી. ,, ૫
ભાલ તીલકને ચંદન અરચી અત્તર લગાવોને પ્યારા. ,, ૬
મીઠી મધુરી વાણી તમારી શામ અમોને સંભાળવા.,, ૭
ખેલો ખેલાવો આજે પાતળીઆ રૂડીચાલ ચતુરાઇ શીખવા ,, ૮
અમૃતના પ્યાલા આવી અમોંને પાજો પીઆજો રસીલા, ,, ૯
પ્રેમનેવશ તમે છોરે પાતળીયા પ્યારા પુરૂષોતમ લાલા. ,, ૧૦
બેચરદાસના છેલ છોગાળા રંગીલા ને રઢીઆળા, ,, ૧૧

(જાગતો નથીરે મુરખ માનતો નથી એ લય)

જોતો નથીરે મુરખ ખરૂભાળતો નથી અરે અનાડીજીવ માનતો નથી
દેહરૂપ પોતાનું ઠરી માનતો આત્મસ્વરૂપને ભાળતો નથી. અરે૦ ૧
રૂપકુરૂપને નીત્ય નીત્ય ભાળતો પ્રગટ સ્વરૂપને પ્રીછતો નથી ,, ૨
પરનીપંચાતો કરી વખત ગુમાવતો કાળનો સપાટો જાણુતો નથી ,, ૩
મારૂં મારૂં કરી ધન મેળવતો ગાફલમાં મુઢ વીચારતો નથી. ,, ૪
બાગ હવેલીને બંગલા બનાવતો એક ઘડી જાવું તેને જાણુતો નથી,, ૫
વિષયમાં અંધ બની મોહી રહ્યો છે મુઢ અજ્ઞાની વીચારતો નથી. ,, ૬

સાધુસંતનકી સેવા ન કરતો ગોવીંદમાં ગુણ ગાતો નથી. ,, ૭
અમુલ્ય અવસર એળે ગુમાવે પ્રગટ હરીને ખોળતો નથી. ,, ૮
બેચરદાસ કહે ગયો અવસર તે ફરી ફરી રૂડો આવતો નથી. ,, ૯

( ધર્મી થઇ જ્ઞાનીને ભાવે ભજીલોને ભાઇ રે. )

ભાવે ભજી લેને પુરૂષોતમ ભગવાન રે,
જેથી મળે મોટું અક્ષર અમૃતધામરે. ભાવે૦ ૧
પ્રગટ હરીછે સાચુ રે નાણું સહુથી શ્રેષ્ટ મોક્ષ દેનારૂં
આ જગમાંહી પેમાય રે. ,, ૨
પરોક્ષ ભજ્યાથી પાર ન આવેરે પુનરપી જન્મમરણ કરાવે
શાસ્ત્રથી સમજી લોને સાર રે. ,, ૩
હરી સત્સંગથી શુભ ગુણ આવેરે હૃદયમંદીરમાં દીપક કરાવે.
વિષયથકી મુકાય રે. ભાવે૦ ૪
હરી સત્સંગથી સર્વે દુઃખ જાય રે,
મળે મહામુકિત ને આનંદ વરતાયરે,
યોગસમાધી પમાય રે. ભાવે૦ ૫
પુરૂષ પ્રયત્નથી અધીકાર આવે રે,
અધીકાર આવે, તો હરીકૃપા થાયેરે.
અખંડ સુખીયો થાય રે. ભાવે૦ ૬
હરીકૃપાથી સ્થીતિ પમાયરે, આત્મા પરમાત્માનો અનુભવ થાયરે
આ જગમાં તે પુંજાય રે. ભાવે૦ ૭
ગુરૂગોવીંદ પ્રસન્ન કર્યાથી સર્વ સિદ્ધ થાય પ્રગટ મળ્યાથી
બેચરદાસ કહી જાય રે. ભાવે૦ ૮

## રાગ ચોપાઇ.

જેને મળીઆ શ્રી ભગવાન તેતો જાશે અક્ષરધામ
પ્રગટ વીના કલ્યાણુજ નથી સર્વે શાસ્ત્ર કહે કથી. ૧
પુરૂષોતમનું ઓળખાણુ થાય ત્યારે તે જન ભકત ગણાય
પુરો નીશ્ચય જ્યારે થાય નક્કી તે જન અક્ષર જાય. ૨
અક્ષર દરવાજા ઊઘડે પુરૂષોતમની કૃપા વડે.
જીવનમુકિત તુરતજ મળે સરવે અર્થ તેના સરે. ૩
માયા કેરૂં આવરણુ ટળે આત્મસ્વરૂપમાં જઇને ભળે
ધર્મ જ્ઞાન વૈરાગ્ય પમાય પંચવિશય થકી મુકાય. ૪
નીત્ય નીત્ય પામે નવું જ્ઞાન મળે મહામોટું વિજ્ઞાન
અખંડ વરતી રહે સદા ટળી જાય સરવે આપદા. ૫
છઠો નીશ્ચય પુરો થાય હરીકૃપા અધીકારી ગણાય,
હરીકૃપાથી પુરણુ થાય દેહ છતાં બ્રહ્મરૂપ ગણાય. ૬
સરવે સાધન પુરાં થાય આલોકે પરલોકે જાય.
મોટી પદવી તેને મળે મનકામના સીદ્ધ ફળે ૭
આલોકે પામે આનંદ પરલોકે તો પરમાનંદ.
અક્ષરધામે આવે જાય બેચરદાસ કહે સુખીયો થાય. ૮

## ( મોહનની મોરલી વાગી )

પ્યારા પુરૂષોતમલાલા આવોને નટવર વાલા,
તમે કામણુ કરી કયાં જાઓ મુને હેતગ્રહીને બોલાવો
મોર મુગટ મોરલીવાળા આવોને નટવર વાલા. પ્યારા૦૧
શામાટે ગુપ્ત રહ્યા છો તમે ઘટઘટ વ્યાપી રહ્યાછો.
આસ રઢીઆળા રૂપાળા આવોને નટવર વાલા ,, ૨

તમે ભેળા કરી સંતોને નરનારી અને મુક્તોને.
આપો છો સુખ બહુ વાલા આવોને નટવર વાલા. „ ૩
સમૈયામાં ભજન કરાવો કરી ચરીત્રને ભરમાવો.
તમે કળ્યા ન જાઓ લાલા આવોને નટવર વાલા. „ ૪
ધામે લઈ જઇ અને લાવો તમે દેહભાન ભુલાવો,
કૃપા કરી અલૌકીક લાલા આવોને નટવર વાલા. „ ૫
તમે બ્રહ્મની વીદ્યા ભણાવો નીરવીકલ્પ નીશ્ચય કરાવો
બાહરણુ ગામે છોગાળા આવોને નટવરવાલા. „ ૬
તમે કલ્યાણના કરનારા જીવનમોક્ષ દેનારા.
છો દાસતણા રખવાળા આવોને નટવરવાલા. „ ૭

## પ્રભાતીઉં.

અંતરદ્રષ્ટિથી જોને તું સઘળું આત્માના સ્વરૂપને જોજે ભાળી
સાંખ્યના વીચારથી માયીક આકારને
ખોટા કરી લેજે તું દ્રષ્ટીવાળી અંતર૦ ૧
પૃથ્વી ને પાણીનું બ્રહ્માંડ રચીયું,
પરીબ્રહ્મે માયાનો ખેલ રચીયો
આત્મા ને પરમાત્મા બેજ વસ્તુજ છે,
દેહ માયાતણો ઘાટ ઘડીઓ „ ૨
માયાના ગુણથી પર તું થઇને,
આત્માના સ્વરૂપને જોઇ લેજે.
બ્રહ્મના પ્રકાશમાં પરીબ્રહ્મ ભાળજે,
કોટી રવી તેજમાં મુરતી જોજે. „ ૩

કોટી રવીચંદ્રનો પ્રકાશ ઝાંખો કરે,
એવા ધનશ્યામની દીવ્ય મુરતી
ભાળતાં સર્વ સંતાપ તારા જશે,
કર પરીબ્રહ્મ શું દૃઢ પ્રીતી „ ૪
પાસે રહી સેવતાં શ્રીહરી નીરખતાં જીવનમુકત તત્કાળ થાશે.
બેચરદાસના સ્વામીની કૃપા વડે,
અક્ષરધામમાં તે તો જાશે. „ ૫

## આવો આવો યોગીરાજ એ લય.

પ્યારા પુરૂષોતમ મહારાજ પ્યારા પુરૂષોતમ મહારાજ,
„ અક્ષર ધામતણા છો સ્વામી,
„ અનંતનામી અંતર્યામી. ૧
„ ઈશ્વરકોટીના આધાર.
„ સહુના સ્વામી છો સાકાર ૨
„ કોટી મુકત ચરણ પાસે.
„ સેવે તમને રહીને પાસે. ૩
„ સરવે ગુણે સંપુરણ
„ સર્વે સૃષ્ટિના કારણ. ૪
„ સર્વે સુખતણા છો રાસી.
„ ખોળે તમને જોગાભ્યાસી. ૫
„ ભકતતણા છો પ્રાણાધાર.
„ નોંધાસના છો આધાર. ૬
„ ધર્યો અવનીપર અવતાર.
„ સહુને કરવા ભવની પાર. ૭

પ્યારા પુરૂષોતમ મહારાજ એકનીમેષ જો દર્શન થાય.
" સર્વ વીષય સુખ તજાય. ૮
" એક રૂવાડાનું જે સુખ.
" વિશય સુખ કરી દે દુઃખ ૯
" સુખનું સાગર અક્ષરધામ
" બીજાં ધામો નર્ક સમાન ૧૦
" બુદ્ધી ઈંદ્રી મનને પ્રાણ.
" તેને સરજો છો સુજાણ. ૧૧
" સુખીયો જીવ ને કરવા કાજ.
" સરજી આપ્યો સર્વે સાજ ૧૨
" જગનો ઉદ્ભવ સ્થિતીલય
" જીવને સારૂં નિઃસંશય ૧૩
" જીવોનું કરવા કલ્યાણ.
" નરતન ધાર્યું જીવનપ્રાણ ૧૪
" ભાદરણ બાંધ્યાં અક્ષરધામ
" નીર્ગુણ મુર્તી પુરણકામ. ૧૫
" દીવ્ય મુરતી છો સાકાર.
" નમન કરૂં હજારૂં વાર. ૧૬
" જીવનમુકત સહુને કરવા.
" અક્ષરમુકતમાં ભેળવવા. ૧૭
" પ્રસન્નતા રૂપ ફળ માગું.
" બેચરદાસ કહે બીજું ત્યાગું ૧૮

રાગ ધોળ.

કુબેરભાઇ કરે વીનતીરે શ્રીહરી મારે ઘેરરે શામળીઆ.
ગામ પલાણા પધારજોરે.

સંત હરીજનો લાવજોરે ફાગણ સુદી બારસે શામળીઆ.
ગામ પલાણા પધારજોરે. ૧

સવારની ગાડીમાં આવજોરે શણગાર સુંદીર પહેરીરે.
ગામ પલાણા પધારજોરે. ૨

ગાડી ઘોડા અમે લાવશુંરે વસો ગામના સ્ટેશને શામળીયા.
ગામ પલાણા પધારજોરે. ૩

જ્ઞાન વૈરાગ્યને લાવજોરે મહાત્મે સહીત ભકતી શામળીઆ
ગામ પલાણા પધારજોરે. ૪

અહીંસા બ્રહ્મચર્યને લાવજોરે આત્મનીષ્ઠા દ્રઢ શ્રદ્ધા શામળીયા
ગામ પલાણા પધારજોરે, ૫

સ્વધર્મ સંતોષ લાવજોરે દયા તપને લઇરે શામળીઆ.
ગામ પલાણા પધારજોરે. ૬

સંતસમાગમ લાવજોરે નીશદીન સેવામાં રાખો શામળીઆ.
ગામ પલાણા પધારજોરે. ૭

પંચવૃત્તમાનને લાવજોરે મહેર કરી તમ દાસપર શામળીયા.
ગામ પલાણા પધારજોરે. ૮

નીષ્કામ ધર્મને લાવજોરે નીરમાનને નીરલોભરે શામળીયા.
ગામ પલાણા પધારજોરે ૯

નીરસ્વાદી નીરસ્નેહપણું રે પંચવૃત્તમાન દ્રઢ કરજો.
ગામ પલાણા પધારજોરે. ૧૦

અખંડ આનંદ આપજોરે અમૃતની દ્રષ્ટિ કરી શામળીયા
ગામ પલાણા પધારજોરે. ૧૧

દીવ્ય પ્રતાપ જણાવજો રે યોગકળાને લઇરે શામળીયા.
ગામ પલાણા પધારજોરે. ૧૨

દયાનીધી દુ:ખ કાપજોરે બ્રહ્મપાત્ર બનાવી શામળીઆ.
ગામ પલાણા પધારજોરે. ૧૩

અનંતજીવ ઉધારજોરે કરૂણાની દ્રષ્ટિ કરોરે શામળીયા.
ગામ પલાણા પધારજોરે. ૧૪

જયજયકાર વરતાવજોરે બેચરદાસના પ્યારા શામળીઆ.
ગામ પલાણા પધારજોરે. ૧૫

( વારે ધાવોને મારા નરહરી લાલા એ લય )

આવો જનમ મળે નહિ વારવાર મળે નહી વારવાર આવો૦

મોક્ષમાર્ગની યાત્રા છે સાચી પ્રગટ પુરૂષોતમ ભજ ઉપાસી
થાશે સુફળ અવતાર. ,, ૧

પુરૂષોતમની સન્મુખ જઇને હળીમળીને પ્રીત કરીને
સાંધી રાખો એક તાર. ,, ૨

દરશન કરીને પ્રસન્ન કરીને મુકતમંડળના ભેગા ભળીને
રંગે શું રાચો આવાર. ,, ૩

નીશ્ચયરૂપી તરવાર બડી છે પુરૂષોતમની સંગે જડીછે
ભજનથી ઉતરે પાર. ,, ૪

ધ્યાન ભજનથી મન સ્થીર થાશે મનસ્થીર થાશે બ્રહ્મપ્રકાશે
થાશે અનુભવ અપાર. ,, ૫

બ્રહ્મપ્રકાશે પરીબ્રહ્મ ભાસે આલોકનાં દુ:ખ સરવે જાશે.
કહે બેચર નીરધાર. ,, ૬

( હળવે હળવે હળવે પુરૂષોતમ મારે મંદીરીએ આવોરે)

ઝુલે ઝુલે ઝુલે મારો વાલમો હીંદોળે હરી ઝુલેરે
સાથે સાથે કાનગોપી સાથે. ,,
ઇચ્છા પુરૂષોતમની જોડ બનીછે જોડ બનીછે કાનગોપી બનીછે
ઘેલી બનીછે ગોપી ઘેલી બનીછે પ્યારાના પ્રેમમાં ભાન ભુલીછે
રંગમાં રંગમાં કાનગોપી રંગમાં હીંદોળે હરી ઝુલેરે. ઝુલે૦૧
સરખા તે સરખી જોડ બનીછે ગોપી જશોદા પ્રેમે બનીછે
રાધાના સરખી રંભા બનીછે પ્યારા પુરૂષોતમને મન ગમીછે.
રંગમાં રંગમાં ગોપી આનંદમાં હરી હીંદોળે ઝુલેરે ,, ૨
ઘેલી થઇછે હરખા ઘેલી થઇછે સુધબુધ સર્વે વીસરી ગઇછે
ચીત્તડામાં ચકચુર બનીછે પ્યારાના પ્યારમાં ભાન ભુલીછે
પ્રેમમાં પ્રેમમાં પ્યારા તણા પ્રેમમાં બેચરદાસ કહે ઝુલેરે. ,, ૩

( કર્મ કરે તે કોઇ ન કરશે મુર્ખ મથી મરશે એ લય. )

પુરૂષોતમને ભજી ભજીને પુરૂષોતમ થાશે,
ધનમાયાનો જોગ થયેથી ટ્દી ન લેવાશે;
સુખદુ:ખનો સંબંધ થયાથી પણ નવ બદલાશે. પુરૂષોતમ૦૧
મુકત મુમુક્ષુ ભેગા કરીને ભજન કરાવશે.
નરનારી અસંખ્ય જીવુનાં કલ્યાણ તે કરશે, ,, ૨
વિશયમાંથી પ્રીતી તોડાવી હરીસનમુખ કરશે.
અજ્ઞાનરૂપી અંધારૂ કાપી જ્ઞાન પ્રગટશે. ,, ૩
માન અપમાન કથીર કંચન સરખું મન ભાસે.
બેચરદાસ વિશ્વ સકળમાં હરી પુંજાશે. ,, ૪

( માલીકના બાળક સહુ માલીક સહુના શ્રીજગનાથ)

હરીનામુકતો હરીભજનથી હરીરૂપ થઇ જાય.
બ્રહ્મસુખના આનંદમાંહી કરે ભજન સદાય
અહરનીશ આનંદમાં હરખાય. હરીના૦૧

ભમરીસંગથી કીટ બદલાતું લોહ પારસથી કુંદન થાતું
પુરૂષોતમની કૃપા વડેથી ઐશ્વર્ય ગુણ પમાય.
હરનીશ પરીબ્રહ્મના ગુણ ગાય. „ ૨

હરીભજનથી મોટા થાતા હરીસંબંધે ગુણ બદલાતા.
અખંડ વૃત્તી ધ્યાનમાં રહેતા મુકત વિદેહી ગણાય.
હરનીશ પરીબ્રહ્મના ગુણ ગાય. „ ૩

સત્સંગને સત્શાસ્ત્રથી સત્પુરૂષ તો ઓળખાય છે,
રાખે ભરોસો વચનમાં તો જીવનમુકત થવાય છે.

જગત માત્રમાં વ્યાપક થઇને બ્રહ્મરૂપે ઓળખાય
દાસ કહે છે પ્રભુ થઈ પુંજાય. „ ૪

(મારા સાચા સ્નેહીરે બદરીપતી બાપલીયા એલય)

પુરૂષોતમ પધાર્યારે હરીજનો આવોને
મારા મહોલની માંહીરે ભજન મચાવોને પુરૂષોતમ૦૧

એની મુરતી રૂપાળીરે અલૌકીક શોભે છે
સુંદીર પાઘ સોનેરીરે મારૂં મન લોભેછે. „ ૨

રૂડા શણુગાર પહેરીરે આવ્યા અહી અલબેલો
મારો હાર હઇયાનોરે નટવર છોગાળો. „ ૩

ગળે હાર ગુલાબીરે શોભે છે બહુ સારા
બેઉ કરમાં ગજરારે બાજુબંધ રૂપાળા. ,, ૪
નીરખી લોને મળીનેરે ફરી અવસર નહી આવે
ભાવે દરશન કરી લોરે ભવતણાં દુઃખ જાવે. ,, ૫
આજે કલ્યાણ કરવારે કૃપા કરી આવ્યાછે.
સાથે મુકત હજારૂરે મોટા સંત લાવ્યા છે. ,, ૬
માટે શરણે સહુ આવોરેવેગે વહેલાં નરનારી
પળમાં પાવન થાશોરે છબી લેજો ઉતારી. ,, ૭
સર્વે દુઃખ તમારાં રે પ્રેમે ભેટતાં જાશે,
બેચરદાસ કહે નીરખોરે નહીતો જાતા રહેશે ,, ૮

[ગોવીંદલાલ ગોપીનાનાથ ગુણવંતાછો ગીરધારી એ લય]

રસીકલાલ પુરૂષોતમપ્યારા લટકાળા નટવર લેરી.
ભકતની વહારે ચઢયા વાલમો વેલમગામે અસવારી ૧
પુછે દીવાળીગા શામસુંદીરને કયાં કરી પ્રભુ તૈયારી
કરી ઉતાવળ થયા અધીરા બોલો મારા ગીરધારી. ૨
શામ સુંદીર કહેસાંભળ શામા ભકતની વારે જાવુંછે.
ભકત પીડાતો દેખી 'મારો અંતરમાં ગભરાવું છું. ૩
સોનેરી શીર પાઘ ધરીને સુંદીર તોરા લળકેછે,
જરીયાંની જામો છે સુંદીર લાલ પીતાંબર ચળકે છે. ૪
કનક કડાં મોતીની માળા કૌસ્તુભ હીરો ઝળકે છે
દશે આંગળીએ વેઢ રૂપાળા કુંદન મણીમય ચળકેછે ૫
રમઝમ કરતા લાલ મોજડી કરમાં સોટી લઇ સારી
ભક્તની વારે ચઢયા વાલમો વેલમગામે અસવારી. ૬

અંતરીક્ષમાં વીમાન રાખ્યાં છે નાદ કર્યોછે અતી ભારી
દીધાં દરશન ત્યાં અબળાને બળતામાંથી ઉગારી. ૭
ઉનાં પાસીયાં મુકયાં હાથમાં ધગધગતાં છે બહુ ભારી
શીતળ જેવાં કર્યાં શામળે નવ દાજી પુંજી નારી ૮
દરશન દીધાં પ્રતાપ જણાવ્યો દુરીજનીયાં બીન્યાં ભારી
ભકતની વારે ચઢયા વાલમો બેચરદાસ કહે બલીહારી ૯

[ મારો અઢળક ઢળીયો વાલો એ લય. ]

પુરૂષોતમ પ્રાણુથી પ્યારા આવોને મન હરનારા
અમ સારૂ પ્રગટ થયાછો તમે ઘટ ઘટ વ્યાપી રહ્યાછો
મારા રંગીલા રઢીઆળા. આવોને૦૧
મીઠું બોલીને મન હરો છો ચીત લઇને ચરણે ધરો છો
લાગો છો સુંદીર પ્યારા. આવોને૦ ૨
મનબુદ્ધી સ્થીર કરાવી દેહ ઇંદ્રીનું ભાન ભુલાવી
મહા આનંદના આપનારા. આવોને૦ ૩
કરી કૃપાને ધામ બતાવો તમે દેહભાન ભુલાવો.
ધામે લઈ જઈ લાવનારા. આવોને૦ ૪
નીરવીકલ્પ નીશ્ચય તમારો જે છેવટનો આરો.
બ્રહ્મપરીબ્રહ્મમાં જોડનારા. આવોને૦ ૫
તમે કલ્યાણુના કરનારા ફળ રોકડું તુરત દેનારા.
બેચરના પ્રાણુથી પ્યારા. આવોને૦ ૬

(તારી સુરતી મુને લાગે છે પ્યારી રે એ લય)

ચાલો ચાલો જોવાને શામરે સુંદીર શામ હરી.
પુરૂષોતમ સુખના ધામરે ,, ૧

રચ્યાં બાદરણુ અક્ષરધામરે. સુંદીર શામ હરી
હરીજનોને રહેવા કામ રે ,, ૨
આવ્યા ભકતનાં કલ્યાણુ કરવારે ,,
પ્રેમીજનોને પ્રેમથી મળવારે ,, ૩
સમૈયામાં આનંદ કરાવે રે ,,
ગામે ગામથી સંત તેડાવે રે ,, ૪
કથા વાતુ કરે નીશદીન રે ,,
પોતે પુરૂષોતમ ભગવાન રે ,, ૫
કરી કૃપા દેખાડે ધામ રે ,,
સમાધીમાં તે શ્રી ઘનશામરે ,, ૬
દેખે ગૌલોક અક્ષરધામ રે. ,,
ભાળે સુંદીર મુરતી શામ રે. ,, ૭
કોટી કોટી રવીનો પ્રકાશરે. સુંદીર શામ હરી.
ભાસે બ્રહ્મથી પર અવીનાશરે સુંદીર શામ હરી. ૮
ધામ દેખાડી દેહમાં લાવેરે સુંદીર શામ હરી.
જન્મ મરણુનાં દુઃખ મીટાવેરે સુંદીર શામ હરી. ૯
નીત્ય પરચાનો નહી પારરે સુંદીર શામ હરી.
દીવ્ય ચરીત્રો અપરંપાર રે સુંદીર શામ હરી ૧૦
અતીશ્રેષ્ઠ આપે છે રૂડું જ્ઞાનરે સુંદીર શામ હરી
અખંડ જ્ઞાન સ્થિતીનું વિજ્ઞાનરે સુંદીર શામ હરી ૧૧
કરે લીલા અલૌકીક ભારી રે સુંદીર શામ હરી.
રૂડી મુરતી લાગેછે મુને પ્યારીરે સુંદીર શામ હરી. ૧૨
બેચરદાસ કહે નીરખો આજરે સુંદીર શામ હરી
નહીતો જતા રહેશો મુનીરાજરે સુંદીર શામ હરી. ૧૩

( રાગ વન્દે માતરમનો )

સત્ય સુંદીર અતી પ્રકાશીત એક હરીનું ધામ છે
અખંડ અમર સચ્ચીદાનંદ „ ૧
માયા ગુણુથી પર સુંદીર „ ૨
મનવાણીથી અગોચર „ ૩
પ્રગટ મુરતી ત્યાંજ અક્ષર „ ૪
સુખકારી સિદ્ધીદાયક „ ૫
સર્વ સુખનું ધામ એવું „ ૬
અખંડ આનંદ પરમ મોટું „ ૭
દીવ્ય આનંદકારી મુરતી „ ૮
દાસ કહે છે મુરતી મધ્યે „ ૯

(પડતી હવે મુજને ખબર તુમાં જણાએ હર્ષ નહિ એ લય)

નીરભય થયો હવે આજથી મળતાં હરીની મુરતી
કલ્યાણ જીવનમુકિત પામ્યો જ્ઞાન પામ્યો ત્યારથી
હવે સુખના દીન આવીયા દુખના દીવસ ડુબી ગયા.
આ જગતની જંજાળમાંથી મુકત થઇને હવે રહ્યા,
બન્યો શું બાવરો જોગી વિષયમંદીરના ભોગી,
હવે તું જો જરા જાગી. ૧

મધુરી મુરતી ત્યાગી ગુમાયો જન્મ નીરભાગી
ગુમાવી જીંદગી તારી જુઠો તેં વેશ ધાર્યો છે.
વિષયની વાંચ્છના ત્યાગી કુસંગી ફેલ જાવા દે,
હરીભજન થાવા દે વિષયમંદીરના ભોગી હવે તું જો જરા જાગી ૨

યોગી પુરૂષની સંગે સમાધી અંગે સમાધી અંગે.
સમાધી લૈ હવે સાધી વિષયંમંદીરના ભોગી હવે તું જો જરા જોગીડ

[ જય સચ્ચીદાનંદ સરવેને મારા એ. લય ]

ધ્યાનધરો તમે ધ્યાનધરોને ધ્યાન ધરોને ભજન કરોને ધ્યાન૦
ઘાટ સંકલ્પ સહુ બંધ થઇ જાશે બંધ થઇ જાશેને સ્થીર થવાશે ,, ૧
બ્રહ્મપ્રકાશે પરીબ્રહ્મ ભાસે સચ્ચીદાનંદ એક રૂપ ભાસે ,, ૨
દીવ્યમુર્તીનાં દર્શન થાશે દરશન થાશે ને દુઃખડાંરે જાશે. ,, ૩
પુરો નીશ્ચય નીરવીકલ્પ થાશે અનુભવ થાશે ને પુરણ મનાસે ,, ૪
જ્ઞાનસમાધીની સ્થિતીરે થાશે સ્થીતીરે થાશે સાક્ષાતકાર થાશે ,, ૫
ઉત્તમમાર્ગ સરળછે સહેલો તીર્વ વેગવાલો પામસે વહેલો ,, ૬
પ્રગટમુરતીથી પુરણકામ થાયે પરોક્ષવાળાને નહીરે દેખાયે. ,, ૭
પુરૂષપ્રયત્નથી કૃપારે થાશે વિના પ્રયત્ને ન કરો આશે. ,, ૮
રોકડું ફળ કરે તેને મળશે અખંડ મુરતી હરીનીરે જડશે ,, ૯
જીવનમુકિત અખંડ સુખ પામે દાસ કહે છે પામસે ધામે ,,૧૦

(સજની સુખ દુઃખ સહીને. એ લય)

આજે સમૈયાનો શુભ પ્રસંગ આવીયો રે
ચાલો દરશન કરવા જઈએ પ્રભુનાં આજ. આજે૦

સાખી.

સંત હરીજન આવશે નીરખવા મહારાજ,
ગાશે ગુણલા પ્રીતથી નરનારીનો સમાજ.

ઉત્તમ જ્ઞાન કથા ત્યાં નવીન નવીન નીત્ય થાયછેરે
પ્રગટ પ્રવેશ હરમાનજી ચઢે સાક્ષાત ,, ૧

સાખી

ખેલ કરે છે નવ નવા રૂડી ભાષા માંહી
શબ્દ અલૌકીક બોલતા મુક્ત સભાની માંહી
જણાવે સૌમરથી બહુ પવન સુત અતી જોરમાંરે
શબ્દ સુણીને સરવે દુર ભાગી જાય „ ૨

સાખી

ઉત્તમ નીરવીકલ્પનો નીશ્ચય પાંચ પ્રકાર,
ક્ષુધા તરસ પીડ નહી આપે અમૃત આહાર
ભાદરણ ગામે પ્રગટી ભકતને આનંદ આપતારે
ઉત્તમ જ્ઞાન સમાધી સ્થિતી કરાવે આજ. „ ૩

સાખી

નીજભક્તને કારણે કરી બહુ કૃપાય,
સહુને ધામે લઈ જવા ધાર્યુછે મનમાંય.
ધન્ય ધન્ય જેણે નીરખ્યા પુરૂષોતમ હરી રે
લીધો આ અવસરીએ આવી રૂડો લાવ „ ૪

સાખી

ઉત્તમ અવસર જાય છે ફરી નહી મળનાર
કયાં જીવને કયાં પ્રભુ મળે નહી વારંવાર
પુર્વેના મહા પુન્યે પ્રગટ સ્વરૂપ ઓળખાય છેરે.
નીશ્ચય બેચરદાસ કહે મુકિત પમાય. „ ૫

( કાનુડારે કાનુડારે જીમનાજીને આરે એ લય ) પદ ૧

રંગીલોરે રંગીલોરે ભાદરણ ગામે છબીલો ખેલે છે રસીલોરે
બેની રંગીલો

રંગીલોરે રંગીલોરે આજે અઢળક ઢળીઓ આવી મુજને મળીયોરે
બેની રંગીલો ૧
રંગીલોરે રંગીલોરે અખંડ ભજન કરાવે સંતોને તેડાવેરે.
બેની રંગીલો૦ ૨
રંગીલોરે રંગીલોરે નવી નવી લીલા કરતો બેચરદાસને મળતોરે
બેની રંગીલો ૩

પદ ૨

રૂપાળોરે રૂપાળોરે સુંદીર દીસે રૂપાળો લાગે મુજને વાલોરે.
બેની રૂપાળો.
રૂપાળોરે રૂપાળોરે દીસેછે કામણગારો મોહન મોરલીવાળો રે.
બેની રૂપાળો
રૂપાળોરે રૂપાળોરે પેલો પુરૂષોતમ લાલો લાગે મુજને વાલોરે
બેની રૂપાળો
રૂપાળોરે રૂપાળોરે પેલો છોગલાંવાળો રે ચરીત્ર વાળોરે.
બેની રૂપાળો

પદ ૩ જું.

ગોપીવાળોરે પેલો ગોપીઓવાળો પ્રગટ પુરૂષોતમ લાલોરે
ગોપીવાળોરે૦ ૧
ગોપીવાળોરે પેલો ગોપીઓવાળોરે એછે જાદુગારોરે ,, ૨
ગોપીવાળોરે પેલો ગોપીઓવાળોરે નાચે લટકાળોરે ,, ૩
ગોપીવાળોરે પેલા જોને ગોપીયોવાળો રાસ રમાડે લાલોરે ,, ૪

પદ ૪

જંત્રવાળોરે એ છે મંતરવાળો મનહરનારોરે જંત્ર વાળોરે
જંત્રવાળોરે એ છે મંતરવાળો જીવન હમારોરે ,, ૧
જંત્ર વાળોરે પેલો મંતરવાળો મોક્ષ દેનારોરે ,, ૨
જંત્રવાળોરે એ છે મંતરવાળો બેચરદાસનો લાલોરે ,, ૩

રાગ ધોળ.

આવ્યા છે હરી આવ્યા છે પુરૂષોતમ ગીરધારી,
સજની મારે ઘેર શામળીઓ મેમાન છે
આવ્યા છે પધરાવ્યા છે મોતીડે વધાવ્યા.
સજની મારે ઘેર શામળીઓ મેમાન છે. આવ્યા૦ ૧
સંતમંડળી સંગે લાવ્યા મારે મંદીર ભાવ્યા.
સજની મારે ઘેર પુરૂષોતમ ભગવાન છે ,, ૨
સુંદીર શણગાર પાઘ સોનેરી શોભે સુંદીર વેશ.
સજની મારે ઘેર શામળીયો મેમાન છે. ,, ૩
સુંદીર હાર શોભે છે રૂપાળા જરીયાંની પોશાક
સજની મારે ઘેર શામળીઓ મેમાન છે. ,, ૪
સુંદીર મુરતી દીસે રૂપાળી કામણગારી આખ.
સજની મારે ઘેર શામળીઓ મેમાન છે. ,, ૫
આનંદ કરતા અમીરસ પાતા રૂમઝુમ કરતા લાલ.
સજની મારે ઘેર શામળીઓ મેમાન છે. ,, ૬
સુંદીર રસોઇ કરાવી મેંતો પ્રેમ કરી બહુ પ્રીતે.
સજની મારે ઘેર શામળીઓ મેમાન છે. ,, ૭
અઢળક ઢળીઆ મુજને મળીઆ પુન્યતણો નહી પાર.
સજની મારે ઘેર શામળીઓ મેમાન છે. ,, ૮
દરશન દેતા પાવન કરતા કલ્યાણ કરવા કાજ.
સજની મારે ઘેર શામળીઓ મેમાન છે. ,, ૯
કામણ કરતા મન હરી લેતા દાસને દરશન દેતા.
સજની મારે ઘેર શામળીઓ મેમાન છે. ,, ૧૦

(રાધા તમારા ઘર પછવાડે એ લય)

આવોને ઓરા છેલ છબીલા મારે મંદીર માધારે
પ્રેમ કરી પાલખીયા પધારો રંગની રેલ મચાવારે આવોને૦ ૧
લક્ષ્મીજીને પ્યારા પ્રેમથી લાવજો મંદીરીયું શોભાવારે ,,
સોનેરી શણગાર સજીને આવો દરશન દેવા રે ,, ૨
ગજરા બાજુહાર પહેરીને આવો રસીયા ગાવારે ,, ૩
લટકાં કરતા આવો શામળીયા ચાલચતુરાઇ શીખાવારે. ,, ૪
દોષ હમારા બાળીરે નાખો ઉત્તમ સુખડાં દેવારે ,, ૫
મીઠી વાણી મધુરી સુણાવો પ્રેમે અમીરસ પાવારે ,, ૬
પરચા અલૌકીક બહુ જણાવો જયજયકાર વરતાવારે ,, ૭
દરશન દેજો નવી લીલા કરજો બેચરદાસને ગાવારે ,, ૮

સંધ્યા આરતી.

જય અક્ષરધામી પ્રભુ જય અક્ષરધામી
પુરૂષોતમજી પ્યારા નીર્ગુણ નીષ્કામી. જય૦ ૧
મુળ પુરૂષ સહજાનંદ પ્રગટયા અવતારી.
ધર્મ એકાંતીક સ્થાપ્યો અસુરને મારી. ,, ૨
પામર વીશય સારૂ મુરતી પધરાવી.
બંને દેશની ગાદી જુદી ઠેરાવી ,, ૩
આચાર્યને સ્થાપી માલીક બનાવ્યા,
મુકત મુમુક્ષો ભકતો નોખા રે પાડયા. ,, ૪
અંતે જુદુ પાડી જ્ઞાનાચાર્ય સ્થાપ્યા.
પ્રસન્ન થઇને પોતે ગુણાતીતમાં વ્યાપ્યા. ,, ૫

અક્ષર મુરતી ગુણાતીતાનંદમાં રહ્યા.
કલ્યાણ કરવા સારૂ પ્રાગજી માંહી ગયા. ,, ૬
ગુરૂ પરંપરા ચાલ્યું પ્રસન્નતો કરીયા.
પ્રાગજી ભગતના માંહી ભગવાન જઇ વસીયા. ,, ૫
પ્રસન્ન થઇને પોતે ઐશ્વર્ય આપ્યું.
પુરૂષોતમને વરીયા રંકપણું કાપ્યું. ,, ૮
પુરૂષોતમ પ્રગટીને સત્સંગ વધાર્યો
બોદસણ ધામ બનાવી સીકકો બેસાર્યો. ,, ૯
ગુરૂપરંપરા મુરતી બદલાઇ
લેખનું ભાગી પડશે ચોથી પેઢી થઇ ,, ૧૦
આ જે આરતી ઉત્તમ જે કોઇ ગાશે.
બેચરદાસ કહે નીશ્ચે અક્ષરમાં જાશે. ,, ૧૧

(વારે ધાવોને મારા એ લય.)

સુંદીર મુરતી રસીલા તમારી રસીલા તમારી લાગેછે પ્યારી સુંદીર૦
મનહરનારીને ચીત્તચોરનારી ચીત્ત ચોરનારી અલૌકીક ભારી,, ૧
અખંડ આનંદીને સુખ કરનારી સુખ કરનારી દુઃખ હરનારી ,, ૨
કલ્યાણકારી જગથીછે ન્યારી જગથીછે ન્યારી દીસે રૂપાળી ,, ૩
દીવ્ય ચરીત્રોથી ઓળખાવનારી મનુષ્ય ચરીત્રથી ભરમાવનારી,, ૪
પાવનકારીને મોક્ષ દેનારી મોક્ષ દેનારી બેચર બલીહારી. ,, ૫

રાગ પ્રભાતીઉ.

(જાગોરે જશોદાનારે જાયા રે. એ લય.)

તુ મારે ચાંદલીયેરે ચોટયો લલાટે લખીયો,
પુર્વે જનમની પ્રીતોરે કાઢી આવીને મળીયો. તુ મારે૦૧

શેરીએ જઉં છું તો સન્મુખ ઉભો નાવા બેસું ત્યાંપહેલો.
ચઉટામાં જઉં છું તો સામોરે નાચે છેલ છોગાળો. „ ૨
પુંજા કરૂ છું તો સામોરે બેસી દરશન દેતો.
જમવા બેસું છું તો ભાણામાં આવી સાથે સાથે જમતો. „ ૩
સુવા જઉં છું તો હું સુઇ જાવું ને રખવાળું કરતો.
મુજ સાથે પરણ્યો જેમ હોય તેમ પાછળ ફરતો. „ ૪
પરગામ જઉં છું તો આગળ આવી રસ્તો બતાવતો.
પ્રેમને આધીન થઈ મારો વાલો મુજને સાચવતો. „ ૫
આઠ પહોર નીત્ય આનંદ કરતો પ્રેમતણો રસીયો.
બેચરદાસનો હાર હઇયાનો સુંદીર શામળીયો „ ૬

( પ્રતિ વૃતિઓના જુદા ભાવો )

હું તમારોછું આપનોરે પ્રભુ હમેશનો હાંહાં પ્રભુ હમેશનો
હું ને તું નીત્યરે જ્યાંને ત્યાં પ્રભુ રહીએ તમારા દેશમાં. હું૦૧
તું જીવને હું કાયારે નીત્ય છઇએ હાંહાં પ્રભુ નીત્ય છઇએ „ ૨
તું સાગર હું નદીરે તમમાં ભળીએ હાંહાં પ્રભુ નીત્ય મળીએ „ ૩
તું સુર્ય ને હું તારોરે નીત્ય પ્રકાશીએ હાહાં સદા પ્રકાશીયે „ ૪
તું આભ ને હું પૃથ્વી રે તમમાં ખીલીએ હાંહાંસદા ખીલીએ „ ૫
તું પવન હું વીજળીરે નીત્ય છઈએ હાંહાં પ્રભુ નીત્ય છઇએ „ ૬
હું બ્રહ્મ તું પરીબ્રહ્મરે તમમાં ભળીએ હાંહાં પ્રભુ લીન થઈ એ „ ૭
હું આત્મા તું પરમાત્મારે અનાદીકાળના બેચર અનાદીકાળના „ ૮

રાગ ચોપાઇ.

અંબાલાલ બ્રાહ્મણુની વાત સાંભળજો શાણા સાક્ષાત
પુરૂષોતમના સાચા ભકત સમાધીમાં જઇ આવે તુર્ત. ૧
કરે ભજન પુરૂષોતમતણું નવીન પરચા મુખે ભણું,
પુરૂષોતમનો લાગ્યો રંગ એકાંતીક મળ્યો સત્સંગ. ૨
ભકત એકાંતીક છે મોટા તે આગળ બીજા છોટા,
જયાં જાય ત્યાં પરચા થાય કહું તેમની હું કથાય ૩
ઠાસરાથી વડોદરા શહેર ઘેરથી નીકળ્યા કરવા લહેર.
ગરાસીયા એક બાઇ મહેતી રાંદેલ ગામમાં રહેતી. ૪
એકજ ડબામાં થયો મેળાપ અંબાલાલને આપોઆપ
અંબાલાલપર દૃષ્ટિ કરી. કહે તમે છો પ્રભુ હરી ૫
માટે મારે ઘેર ચાલો આનંદ મુજને બહુ આલો.
કહે અંબાલાલ પ્રીત કરી સાંભળ બાઇ હું નથી હરી ૬
મારા પ્રભુતો ભાદરણ ગામ પુરૂષોતમ છે સુખના ધામ
બાઇ કહે તમે પ્રભુ લાગો મારી ભ્રમણારે ભાગો. ૭
સુરત પાસે રાંદેલ ગામ ઠરવાનું છે મારૂં ઠામ.
પ્રેમ કરીને તેડી ગઈ અંબાલાલ વીચારે મનમાંહી ૮
રાત પડી છે ત્યાં નીરધાર આવ્યો મુસલમાન ત્યાં તે વાર
કહે કુણ ગામ કયાં વાસી કીયા ગામના રહેવાસી ૯
ખુદા દીસે છે આ નીરધાર બોલી બાઇ કરીને પ્યાર.
ખુદા જમાડું રૂડી રીત લાવું થાળ કરીને પ્રીત. ૧૦

ઘેર જઇને થાળજ કર્યો મુસલમાન ખાણુંએ ભર્યો.
આવ્યો માંસ લઇ તે વાર જમો ખુદા તમે કરીને પ્યાર ૧૧
અંબાલાલ મન વીચારે પુરૂષોતમને સંભારે.
જો જમું તો જાયજ ધર્મ અંબાલાલ વીચારે મર્મ. ૧૨
થાળ ઢાંકી સમાધીમાં ગયા પુરૂષોતમની ભેગા થયા,
બોલ્યા પ્રભુ જમીશું અમો પાછા જાઓ પ્રેમે તમો. ૧૩
જમી મુકીશું ગુલાબ હાર દેખાશે સહુને તે વાર
થાળ પ્રભુજી જમી ગયા ગુલાબનો હાર મુકી ગયા. ૧૪
ભારે પરચો ત્યાં થઇ ગયો સહુને પ્રત્યક્ષ દેખાયો
પ્રભુ જમ્યાને આપ્યો હાર વાત ઉઘાડી થઇ તે વાર ૧૫
બીજે દીન ત્યાં વાત ફેલાઇ પ્રભુ જમી ગયા રાંદેલમાંહી
ગુલાબનો હાર મુકી ગયા કહે દાસ પછી અદર્શ થયા ૧૬

( બલીહારી રસીયા ગીરધારી એ લય. )

પુરણબ્રહ્મ લાગો પ્યારા છોગાળા આવો વાલા,
પુરૂષોતમ પ્યારા. આપણુ મળીએજી
તમ વીના મંદીર સુનાંસુનાં લાગેરે ન ગમે કાંઈ ઘરકાજ
આવો વાલા પુરૂષોતમ પ્યારા આપ મળીએજી પુરણુ૦ ૧
ભકતઆધીન તમેછો ગીરધારીરે કર્યાં ભકતોનાં બહુ કાજ
આવો વાલા પુરૂષોતમપ્યારા આપણુ મળીએજી ,, ૨
આજ અમને વાલા રાસ રમાડોરે સમૈયાનો શુભ દીન
આવો વાલા પુરૂષોતમ પ્યારા આપણુ મળીએજી ,, ૩
શણગાર પહેરી વાલા આવો શામળીઆ ચાલો ચટકતી ચાલ
આવો વાલા પુરૂષોતમ પ્યારા આપણુ મળીએજી ,, ૪

દેખું છું મુરતી તારી આનંદ ઉભરાયેરે પણ ભેટયાથી બહુ સુખ થાય
આવો વાલા પુરૂષોતમ પ્યારા આપણ મળીએજી ,, ૫
અમસારૂ આજે વાલા પ્રગટ થયાછોરે બેચર કહે ધન્યભાગ્ય
આવો વાલા પુરૂષોતમ પ્યારા આપણ મળીએજી. ,, ૬

[ જાય છે જોગીઓની જમાત એ લય ]

ભાદરણ પરમ હરીનું ધામ છેરે કરૂં મુખથી હું શું તેનાં વખાણ
ભાદરણ પરમ હરીનું ધામ છેરે
દેવમંદીરમાં ફરી ફરી જોયું ઘણુંરે જોયા મેં તો સાધુ જોગી જતી
ભાદરણ પરમ હરીનું ધામ છે રે, ૧
ભાદરણ જેવું સુખ શાંતિ સ્થળ કંઇ નથીરે,
પ્રગટ પ્રભુજી આપે રોકડું ફળ
ભાદરણ પરમ હરીનું ધામ છે રે ૨
ગામે ગામના ભકત હરીના ભરાય છે રે
ભજન કરે છે અખંડ પ્રભુનું ત્યાંય
ભાદરણ પરમ હરીનું ધામ છે રે ૩
ભાદરણ ધામે અખંડ ભજન નીત્ય થાય છેરે
સુખશાંતિ પામે છે મોટું જ્ઞાન.
ભાદરણ પરમં હરીનું ધામ છે રે ૪
પુરૂષોતમના સંતનો મહીમા અતી ઘણો રે.
જેના મુખવચનથી સીદ્ધી થાય.
ભાદરણ પરમ હરીનું ધામ છેરે. ૫

નારદ શુકથી ઉત્તમ એવા સંત છે રે,
હરીકૃપાથી પામ્યા જીવનમોક્ષ.
ભાદરણ પરમ હરીનું ધામ છેરે. ૬
પુરૂષોતમને ભજી ભજી મોટા થયા રે.
નથી જગતમાં એ સરખા કોઈ ભકત
ભાદરણ પરમ હરીનું ધામ છેરે. ૭
માટે સરવે ભજો પ્રગટ પરીબ્રહ્મનેરે,
પરોક્ષ મુરતીથી પામો નહી મોક્ષ
ભાદરણ પરમ હરીનું ધામ છે રે. ૮
દાસ કહે છે ઉત્તમ અવસર આવીયોરે,
પ્રગટ ભજી લ્યો પુરૂષોતમ ભગવાન.
ભાદરણ પરમ હરીનું ધામ છે રે. ૯

( મારા શામ સ્નેહી આવો વાલમારે )

પ્રીતમ પ્રાણથી પ્યારા લાગો મીઠડારે,
મારા શામ સુંદીર જેણે દીઠડા રે. પ્રીતમ૦
પુર્વ પુન્યે મળ્યા છો તમે માવજીરે,
જાદયો હાથ ઉતારો પાર શામજી. ,, ૧
ગોપી રાસ રમવા જુવે વાટડી રે,
કુળ લજ્જા મેલી છે જેણે વેગળીરે. ,, ૨
જોવા પ્રાણપ્રીતમ થઇ ઉતાવળી રે,
દેહભાન ભુલીને ઢળી વેગળીરે. ,, ૩
દીઠી શામ સુંદીર મોહન મુરતી રે,
સુખ પામી સમાધીમાં મહા રીતથારે ,, ૪

રમે રાસ રંગીલો અતી રંગમાં રે,
બેચરદાસનો પ્યારો ઉમંગમાં રે. ,, ૫

પદ ૧ (મેં તો સર્વે સંઘાથેથી તોડીરે સાહેલી એ લય)

સંતમંડળી નર્મદા ચાલી રે હરી સાથે
રંગડાની રેલ્યું ત્યાં વાળીરે હરી સાથે ૧
ગોપી કીર્તન રૂડાં ગાયે રે ,,
નીરખી મુરતીને મગન થાયેરે ,, ૨
આગળ સંતો ને પાછળ ગોપીરે ,,
ચાલે વચમાં વાલો ઘાલી ટોપીરે ,, ૩
બની શોભા અપરમપાર રે ,,
બેચરદાસનો હઇયાનો હાર રે ,, ૪

પદ ૨

જરીયાંની પોશાક પહેરીરે સંત સાથે
સુરવાળની શોભા ઘણેરી રે ,, ૧
હીમકડાંને સાંકળાં પહેરી રે ,,
વેઢ વીંટીઓ શોભે ઘણેરી રે ,, ૨
બાજુબંધ ને તારા લટકે રે ,,
કાને કુંડળ જોઇ મન અટકેરે ,, ૩
ચાલ્યા રેવાજી પાવન કરવારે ,,
દાસ કહે છે રંગમાં રમવારે ,, ૪

પદ ૩

ગોપ ગોપી હરી નવરાવે રે રંગ માંહી
જળ રેડેને ખેલ મચાવે રે ,, ૧

જળ ભરી ભરી નવરાવે રે ,,
પ્રેમી ભકતોને લાડ લડાવે રે ,, ૨
તાળી પાડે ને કીર્તન ગાવે રે ,,
મુરતી નીરખી અતી હરખાયેરે ,, ૩
સામા સામી મળે સંત સાથરે ,,
બેચરદાસનો રંગીલો નાથ રે. ,, ૪

પદ ૪

નાહી ધોઇ પછી સંત સાથે રે અલબેલો.
ધીમા ધીમા ચાલે ભલી ભાતે રે ,, ૧
અનંત જીવુનાં કલ્યાણ કરવા રે ,,
નીજ ભકતના સંકટ હરવા રે ,, ૨
શહેર વચ્ચે દરશન દેતા રે ,,
કરી દ્રષ્ટિને મનડાં હરતા રે ,, ૩
હાંથ ઝાલી ગોપી સંગે ચાલે રે ,,
બેચરદાસ જોઇ જોઇ મહાલે રે ,, ૪

( હરી હઇયાના હાર છો જીરે એ લય )

પ્રગટયાછો ભકતને તારવા સ્વયં પ્રભુ પ્રગટયાછો ભકતને તારવા
મોહ માયાને મારવા ,, ,, ,,
નીજભકતોને શરણે બોલાવ્યારે અખંડ અમૃત સુખ આપવા. સ્વયં૦૧
જ્ઞાન વૈરાગ્ય ધર્મભકિતરે વિશ્વસકળમાં પ્રગટાવવા. ,, ૨
નીરવીકલ્પ નીશ્ચય કરાવ્યોરે ઉત્તમ પરમપદ આપવા. ,, ૩
કરી સમાધીને ધામ બતાવ્યાંરે ભગવાંનપણું પ્રગટાવવા. ,, ૪

પુરૂષોતમ રૂપ ધર્યું છેરે પ્રેમીને લાડ લડાવવા. „ ૫
ચાર સમૈયા રૂડા બનાવ્યારે ભાદરણમાં આનંદ કરાવવા. „ ૬
જ્ઞાનસમાધી સ્થિતી કરાવેરે સહુને જીવનમુકિત આપવા „ ૭
આજે સામરથી બહુ જણાવીરે પુરૂષોતમનો સીકકો બેસાડવા „ ૮
બેચરદાસ કહે ભાવે ભજી લોરે નહી મળે ફરી આવા. „ ૯

**(હુંતો ભુલી મારા હઈયાકેરો હાર જુમનાને આરે હો સખી)**

સખી અમે ગયાં હતાં પ્રભુની સંગાથ વાંરવોડને આરે હો સખી
મહી નદી ઉતરીને સાધીગામે જવુંરે,

વાલાજી અમે બેઠાં નાવડાની માંય

વારવોડને આરે હો સખી. સખી અમે ૧

બે કાંઠે મહીસાગર પુર ઘણાં રે.

વાલાજી અમે વગર વીચારે કર્યું કામ.

વારવોડને આરે હો સખી. સખી અમે૦ ૨

બેઠાં હરીજન સર્વે હોડી મારી ચાલીરે.

વાલાજી ત્યાં તો હોડી બુડી જળમાંય

વારવોડને આરે હો સખી. સખી અમે૦ ૩

પંદર હરીજન સાથે પ્રભુજી મારા,

બેસી રહ્યા આંણે તીર.

વારવોડને આરે હો સખી. સખી અમે૦ ૪

હોડી અમારી ચાલે ભર નદીમાં રે.

વાલાજી ત્યાંતો પાણી ભરાયું નાવમાંય

વારવોડને આરે હો સખી. સખી અમે૦ ૫

સપાટાબંધ પાણી માંહી ભરાયું,
વાલાજી અમે ગભરાયાં નાવની માંય
વારવોડને આરે હો સખી સખી અમે૦ ૬
નાનાં મોટાં સહુ આનંદ કરે છે,
વાલાજી ત્યાંતો ભજન કરે છે નરનાર
વારવોડને આરે હો સખી. સખી અમે૦ ૭
નદીની વચ્ચોવચ્ચ હોડી છે
વાલાજી ત્યાંતો થયો ઘણો ઉતપાત.
વારવોડને આરે હો સખી સખી અમે૦ ૮
હોડી અમારી વાલા બુડી ગઇ રે,
વાલાજી ત્યાંતો બુડયાં હરીજન પચાસ
વારવોડને આરે હો સખી. સખી અમે૦ ૯
એકદમ પ્રભુ મારા આવ્યા હતા વારે
વાલાજી મારાં કાઢયાં હરીજન બહાર.
વારવોડને આરે હો સખી સખી અમે૦ ૧૦
પેટીને ડબા પોટલાં સર્વે,
વાલાજી મારા સર્વે વસ્તુ લાવ્યા બહાર
વારવોડને આરે હો સખી. સખી અમે૦ ૧૧
દાસ કહે ભારે પરચો થયો રે
વાલાજી ત્યાંતા થઇ રહ્યો જેજેકાર
વારવોડને આરે હો સખી. સખી અમે૦ ૧૨

( મન વ્રજવાસ છે વાલો રે એ લય. )

ગોમતી થઇ ગોઝારીરે શી કહું કીરતી તારીરે.
ડાકોરમાં તારૂં નામ મોટું ને તીરથ યાત્રા ગણાય

ઘણાં જણોનો પ્રાણજ લીધો રાખી નહી તેં દયાય .
ભયંકર કામ કરનારીરે. ગોમતી૦ ૧
અગનાએંસીના પુરૂષોતમ માસે મોટો વાળ્યો ઘાણ
નાનાં મોટાં બાળકો સહુના લઇ લીધાં તેંતો પ્રાણ.
કાળા કેરની કરનારી રે. ગોમતી૦ ૨
પરોક્ષદેવે સહાય કરી નહિ પ્રગટે કીધું કામ.
વારવોડને આરે બુડતાં ઉગાર્યાં નરનારી સહુ તમામ
ગાય લીલા બેચર તારીરે ,, ગોમતી૦ ૩

( હાંરે હરી તમે મારા ને હું તમારો એ લય )

હાંરે હરી તમે ને અમે છીએ આનંદી,
વળગી માયાની ઉપાધી રે હરી તમે ને૦
લાખું જનમથી હું રખડાતો મોહમાયાની થઇ વ્યાધીરે ,, ૧
કામને ક્રોધે ઘેરી લીધો જ્યાંને ત્યાં લાતો ખાધીરે. ,, ૨
જન્મ ધરીધરી બહુ કુટાયો ભજ્યા નહી સંત સુભાગીરે ,, ૩
પુર્વજન્મના શુભ સંસ્કારે મળ્યા સંત બડભાગી રે. ,, ૪
પંચવિષયથી મુને મુકાયો જીવનમુકિત જાગી રે. ,, ૫
દાસ કહે છે છેલો જનમ આ પુરૂષોતમની લહે લાગીરે. ,, ૬

રાગ કેરબો.

હાંરે હરી તમે લાગોછો મુને પ્યારા રહોનહી એકઘડી ન્યારારે. હરી૦
હુંરે તમારો તમે છો મારા કલ્યાણના કરનારારે ,, ૧
પુર્વે જનમનો દાસ તમારો આવ્યો છું શરણે છોગાળારે ,, ૨
સાચા છો સંગી દુનીયા દોરંગી અવગુણ નવ જોશો મારારે ,, ૩

અજ્ઞાન કાપો સદ્‌બુદ્ધી આપો જીવનમોક્ષ દેનારારે „ ૪
જાણોછો મનમેં ઝાઝું શું કહીયે દાસના પ્યારા હમારારે „ ૫

રાગ સવૈયો છંદ.

મહુવા બંદરે એક ભકત છે રામજી જ્ઞાતે પ્રજાપતિ
દરશન દેવા ગયા શામળો પુરૂષોતમ હરી અક્ષરપતી ૧
સુંદીર શણગાર શોભે રૂપાળા પાઘ ધરી છે સોનેરી,
મોતી તોરા લટકે સુંદીર વેઢ વીંટીઓ પોંચી ધરી. ૨
કસબી કોરની ધોતી સુંદીર મોજડી સુંદીર જીક ભરી.
કાને કુંડળ લળકે પગમાં ઝાંજર તોડા બલીહારી. ૩
ચઇતર માસે દરશન દેવા સવારમાં પ્રભુ પ્રેમ કરી.
રામજી ભકતના ઘર આગળે ગયા પુરૂષોતમ પ્રગટહરી ૪
રામજી ભકતે દીઠા પ્રભુને પુછી ખબર બહુ પ્રેમ કરી.
કયાંથી આવ્યા તમે પ્રભુજી આવો એક્લાને એલીયે હરી ૫
રહો અહીંઆં પ્રેમ કરીને ગરીબ ઘર પાવન કીધું.
જે જોઇએ તે આપું વાલા કૃપા કરી દરશન દીધું. ૬
બોલ્યા સ્વામી પ્રેમ કરીને દરશન દેવા આવ્યા આજ
ઘેર અમારે કામ ઘણું છે બોલ્યા પુરૂષોતમ મહારાજ. ૭
વઇશાખ સુદી બારસને દીન સમૈયો છે ભાદરણગામ.
પુનેમને દીન પ્રસાદ આપીશું થશે સમાધી સહુને તમામ ૮
ત્રણ કલાક રહ્યા અલબેલો જમાડયા બહુ પ્રીત કરી.
પછી હરીવર ચાલી નીકળ્યા અંતર્ધાન થયા છે હરી. ૯
પછી રામજી આવ્યા ભાદરણ મળ્યા પુરૂષોતમને પ્રીતે
વાત કરી સહુ હરીની સનમુખ આવીને રૂડી રીતે. ૧૦

બારસને દીન હતા ભાદરણ નથી ગયા પ્રભુ બીજે ગામ
એવું સાંભળી રામજી મનમાં પામ્યા નવાઇ ઘણી તે ઠામ ૧૧
દીવ્યરૂપ લઇ આવ્યા મહુવે દીધાં દરશન આવી ઘેર.
ભારે પરચો મુજને આપ્યો બેચરદાસ કહે રૂડી પેર. ૧૨

( આવો આવો યોગીરાજ એ લય. )

ભજો પુરૂષોતમ ભગવાન મળે મોટું અક્ષરધામ.
થશે નીરવીઘ્ન કલ્યાણ મળે જીવનમુકિત જાણ. ભજો૦૧
સમાધીમા દેખો ધામ સોળ વરસના સુંદીર શામ ,, ૨
દેહભાન ભુલી જાઓ પ્રકાશ દેખી ન ગભરાવો. ,, ૩
કીશોરમુરતી છે ઘનશાંમ દીવ્ય તેજોમય સુંદીરશામ ,, ૪
જીવનમુકિત પામો સદા ટળી જાય સરવે આપદા ,, ૫
ચાર સમૈયા ભાદરણ કરો પ્રગટ પ્રભુને પ્રેમે મળો ,, ૬
તેથી પામો મોટું જ્ઞાન મળે મહામોટું વિજ્ઞાન ,, ૭
ધન્ય ધન્ય જેણે નીરખ્યા આજ સુધર્યાં સર્વે તેનાં કાજ., ૮
પુન્યપુર્વનાં પ્રગટયાં આજ મળીઆ પુરૂષોતમ મહારાજ ,, ૯
પરોક્ષથી ન આવે પાર બેચરદાસ કહે સમજો સાર ,, ૧૦

(મુને મળ્યા પ્રગટ પુરૂષોતમરાય આનંદ અંતર છાઇ રહ્યો.)

મુને સત્ય પુરૂષ મળીઆ મહારાજ કલ્યાણ મારૂં થઇ રહ્યું
મારાં પુન્ય પુર્વનાં પ્રગટયાં આજ ,,
મારૂં મન મોહ્યું છે મુરતીમાં ચીત ચોટયું અંતરવૃત્તિમાં,
મેં લોકડીયાંની મુકી લાજ કલ્યાણ મારૂં થઇ રહ્યું. ૧
મારાં જન્મમરણનાં દુઃખ ગયાં પંચવિષયનાં સુખ તુચ્છ થયાં

મારે સુખના સીંધુ ઉલટયા આજ કલ્યાણ મારૂં થઇ રહ્યું. ૨
મારે નીરભેની નોબત વાગી પુરૂષોતમ સાથે લેહે લાગી.
મારી ભવની ભ્રમણા ભાગી રાજ કલ્યાણ મારૂં થઇ રહ્યું. ૩
મારા અંતરમાં આનંદ ભર્યો પ્રભુ પુરૂષોતમને પ્રેમે મળ્યો.
મુને ગમે નહી કરવુંરે કાજ કલ્યાણ મારૂં થઇ રહ્યું. ૪
હરીકૃપાથી ઉત્તમ જ્ઞાન મળ્યું દુધ સાકરમાં અમૃત ભળ્યું
મારાં પુરણ કામ થયાં છે આજ કલ્યાણ મારૂં થઇ રહ્યું. ૫
મુને ભાદરણમાં હરી પ્રગટ મળ્યા દાસ બેચરપર અઢળક ઢળ્યા
ધન્યધન્ય જેણે નીરખ્યા મહારાજ કલ્યાણ મારૂં થઇ રહ્યું. ૬

[ ચાલ સખી જોવાને એ લય. ]

માન્ય સખી મારૂં રે વાલો પધાર્યા મારી મેડીએ.
હાંરે સખી રમઝમ કરતા આવ્યા હાંરે સખીમેં તો મોતીડે વધાવ્યા
હાંરે મેંતો પ્રેમે પુરૂષોતમ પધરાવ્યારે. માન્ય સખી૦ ૧
હાંરે સખી પીળાં પીતાંબર પહેરી ધરી શીરપર પાઘ સોનેરી
હાંરે સખી મોતી તોરાએ હદવાળીરે. માન્ય સખી૦ ૨
હાંરે સખી આવ્યા છે દરશન દેવા હાંરે મારૂં મંદીર પાવન કરવા
હાંરે પ્રેમીભક્તોને પ્રેમથી મળવારે. માન્ય સખી૦ ૩
હાંરે સખી ચાલ અલોકીક ઠમકે જાજંર તોડાની ઘુઘરી ઘમકે
કાને કુંડળ જોઇ મન અટકેરે. માન્ય સખી૦ ૪
હાંરે મેંતો સુંદીર ભોજન બનાવ્યાં,
હાંરે શાક ભજીયાં પાપડ તળાવ્યાં
હાંરે મારા પ્રીતમને પ્રેમે જમાડયાંરે માન્ય સખી૦ ૫

હાંરે સખીશોભેછે મુરતી રૂપાળી હાંરે કામણગારી ને મનહરનારી
હાંરે મેંતો જોઇ અંતરમાં ઉતારીરે ધન્ય સખી૦ ૬
હાંરે આવો આવોને દર્શન કરીએ બેચરદાસને ઘેર લાવો લઇએ
હાંરે જીવણ જોવા હોય તો દેખાડીએ ધન્ય સખી૦ ૭

[જાવા દેનેરે જાવા દેને. રાગ ગરબી. એ લય]

હાંરે ઝેર ચઢીયુંરે ઝેર ચઢીયું,
હાંરે કોઇક દુષ્ટે તે કપટ કરીયું રે. ઝેર૦ ૧
હાંરે પ્રથમ નારાયણ મુનીને ઝેર ચઢીયું.
હાંરે રગેરગમાં ઝેર વ્યાપી ગયું રે ,, ૨
હાંરે કંઠે પાણી ન ઉતરે જરાયે,
હાંરે જીભ ટુંકી ને નાડીયું તણાયેરે ,, ૩
હાંરે એક બેને પડયાં દશ વીશ,
હાંરે જોતા જોતામાં વધ્યાં ચાલીસરે ,, ૪
હાંરે પડયાં દોઢસો બસોને સુમા રે,
હાંરે ઘણાં ગભરી ગયાં નર નારેરે ,, ૫
હાંરે નાડી પ્રાણ ખેંચાય જીવ જાશે,
હાંરે આવી તાણો શુંરે થાશેરે. ,, ૬
હાંરે થઇ ગભરામણ ઘણી ત્યાંહી,
હાંરે ઉઠી ઉઠી નાસે સભા માંહીરે. ,, ૭
હાંરે સહુના પ્રાણ લેવાને કામ કર્યું,
હાંરે પ્રભુ આગળ તેનું નવ વળ્યું રે ,, ૮
હાંરે પ્રભુ કહે વાંકો વાળ ન થાયે,
હાંરે પાપી પોતાને પાપે મરી જાયેરે ,, ૯

હાંરે આવ્યો કાળ જડપમાં લેવા,
હાંરે પુરૂષોતમે પ્રાણ રોકી રાખ્યારે. ,, ૧૦
હાંરે પુર્વે અનાદીની છે રીત,
હાંરે મીરાં પ્રાગજી ભકતે ખાધું પ્રીતેરે ,, ૧૧
હાંરે જેણે ખાધું તેને તે ઝેરરે ચઢીયું,
હાંરે નવ ખાધું તે સારવારેમાં રહ્યુંરે ,, ૧૨
હાંરે મારે વાલે કીધી પછી મહેર,
હાંરે બેચરદાસ કહે થઇ લીલા લેરરે. ,, ૧૩

( ચાલ સખી જોવાંરે એ લય )

મારે ઘેર આવ્યા રે રસીયોજી રૂમઝુમ કરતા
હાંરે મુને ભાવે કરીને ભેટવા. મારે ઘેર૦ ૧
હાંરે પોષ સુદી ચઉદસે વાલો આવ્યા,
હાંરે ગામ વલાસણ સહુને ભાવ્યા
હાંરે મેંતો માંઘે મોતીડે વધાવ્યા રે, મારે ઘેર૦ ૨
હાંરે સખી જરીયાંની દરવેશ પહેરી.
હાંરે શીરપરે છે પાઘ સોનેરી.
હાંરે ચાલે ઠંમ ઠંમ કરતા લેરીરે. મારે ઘેર૦ ૩
હાંરે મુખે શોભા કહી નવ જાયે,
હાંરે કોટી કામદેવ લજવાયે,
હાંરે એની ઉપમાતે નવ દેવાયે રે, મારે ઘેર૦ ૪
હાંરે મેંતો હાર ગુલાબી પહેરાવ્યા,
હાંરે મારા વાલાને ફુલે શણગાર્યા
હાંરે હાર ગજરાએ ગરકાવ કરાવ્યારે, મારે ઘેર૦ ૫

હારે હરી આવ્યા છે જાણી વાત,
હાંરે આવ્યાં નરનારી ભલી ભાત
હાંરે દીઠા પુરૂષોતમ સાક્ષાત રે મારે ઘેર૦ ૬
હાંરે પુછે પ્રશ્ન તે ઉત્તર કરતા,
હાંરે પ્રેમ કરીને ઉત્તર દેતા.
હાંરે શાસ્ત્ર રીતે તે શંકા હરતારે. મારે ઘેર ૭
હાંરે નીરખી પાવન થયાં નરનારી,
હાંરે લીધો લાવ ઘણો બહુ ભારી.
હાંરે સખી સમાધી કરાવી સારીરે. મારે ઘેર૦ ૮
હાંરે મારૂં મંદીર પાવન કીધું
હાંરે મારે વાલે અખુટ સુખ દીધું
હાંરે મારૂં ચીતડું ચોરી લીધું રે. મારે ઘેર૦ ૯.
હાંરે મારે વાલે કીધી બહુ મહેર,
હાંરે જમ્યા થાળ તે રૂડી પેર.
હાંરે બેચરભાઇને ઘેર લીલા લેરરે. મારે ઘેર૦ ૧૦

( સાંભળ સજની રે હો સુખડું. એ લય )

બુદ્ધીશાળીરે એક આવ્યો કારતક માસે ભાદરણ ભાવ્યો. ૧
પુરૂષોતમનેરે હો નીરખ્યા ચાર દીવસ લીલા જોઇ પરખ્યા ૨
હરીવર જોયા રે હો રંગમાં રાસ રમતાં જોયા ઉમંગમાં. ૩
થઇ સમાધીરે હો ત્યાંતો હરીજન સર્વે જોયા ત્યાંતો. ૪
દેહનું ભાન રે હો ભુલીયાં સ્થીર થઇ ધરણી ઢળીયાં. ૫
એતો સર્વે અલૌકીક ભાઇ દીવ્ય ધામ દેખાય છે આંહી ૬
સેવા કરતાંરે હો હરીને જોયા પ્રભુને પ્રેમ કરીને ૭

શીતળ જેવું રે હો ઠંડુ અંતર શાંત થયું છે મનડું ૮
લીલા નીરખીરે હો ચાલ્યો ઘેર જઇને શાંતિ મહાલ્યો. ૯
પેપર રે હો તેણે છપાવ્યાં ગુણસુંદરીમાં બહાર પાડયાં ૧૦
મોકલી આપ્યાં રે હો ગામે લાયબ્રેરીમાં સુંદીર ઠામે. ૧૧
ભાદરણધામે હું ગયો જોવા સંશય મારા સરવે ખોવા ૧૨
પુરણ પ્રીતેરે જોઇ લીલા શી કહું ભાઇઓ વાત રસીલા. ૧૩
અંતર મારૂં રે હો ઠંડુ શાંત થઇને મન ત્યાં બેઠું. ૧૪
મુખે શું કહું રે હો વર્ણન સાચા પુરૂષોતમ ભગવાન. ૧૫
લોકડીયાંરેહો મુજને ભડકાવ્યો કહી ખોટું મુને ૧૬
રાસ રમતાં રે હો હરીને જોઇ સમાધી પ્રેમ કરીને ૧૭
સમાધી બે સ્ત્રીઓની મેંતો મર્યાદા સાચવે પ્રભુજી ત્યાંતો ૧૮
અખંડ ભજન રે હો કરતાં ધુન્ય ગાય છે કીર્તન ગાતાં ૧૯
ભરૂચ ગામનોરે હો પરચો તાર આવેલો મેંતો વાંચ્યો, ૨૦
જસોદાને ઘેર હો વાલો જમવા માટે ગયા નંદલાલો ૨૧
પુનેમને દીને રેહો જમીયાં ભરૂચ ગામે જઈને મળીયા, ૨૨
તે દીન પુરૂષોતમને નાતાં ભાદરણ જોયા કાનગોપી ગાતાં ૨૩
નજરે જોયું રે હો ત્યાતો સાચા પ્રભુના સર્વ સંતો. ૨૪
આવી અલોકીક રે હો વાત નથી જગમાં ક્યાંઇ સાક્ષાત ૨૫
સમાધીમાંરે હો જઇ આવે નરનારીને ધામ બતાવે. ૨૬
નાનાં મોટાં રે હો હરીને નવરાવે છે પ્રેમ કરીને ૨૭
ગોપીઓરે હો કેડે બેસારી પ્રભુ નવરાવે લાજ વીસારી. ૨૮
પ્રેમી બહુ છે નર ને નારી અખંડ લીલા થાય છે ભારી ૨૯
કલ્યાણ તેનું રે હો ભાઇ બેચરદાસે લીલા ગાઇ ૩૦

( હાંજી છોગા વાળા હો છેલ )

હાંજી લેરી લટકાળા લાલ લેરી લટકાળા લાલ
આવો આવો મળીએ એકાંતમાં, હાંજી લેરી૦
ફુલનીરે ટોપી ને ફુલનારે ગજરા પેરો ગુલાબના હાર
સોનેરી શણુગાર સજીને ઓરાં શા માટે કરો વાર ,, ૧
પીળાં પીતાંબર સુંદીર પેરી રૂમઝુમ કરતા લાલ
વાટ જોઇને ઉભી રહી છું ઓરા ચાલોને ઠંમઠંમ ચાલ ,, ૨
મુરતી તારી જોઇને મોહન કંઇ ન સુજે કામ,
કામણુ કીધાં કારમાં પ્યારા પુરૂષોતમ ભગવાન ,, ૩
કર જાહ્યો છે પ્રેમથી મારો રાખો મુજને પાસ
દીન દાસીની અરજ સુણીને વેલા આવોને અવીનાશ ,, ૪
તમ કારણુ શામળીઆ વાલા મુકી લોકુની લાજ.
રંગીલા બેચરદાસના વાલા પ્યારા પુરૂષોતમ મહારાજ ,, ૫

પદ ૨.

હાંજી ગોપીવાળા હો કાન ગોપીવાળા હો કાન,
આજે રૂડો પુનમનો દીન છે હાંજી૦
રસીયાજી રમવાને આવ્યા આશાભર્યાં અમે આજ
ગોપીઓ સરવે ટોળે મળી છે વાલા રાસ રમવાને કાજ ,, ૧
લટકાંરે કરતા આવોને વાલા રાસ રમીએ આજ,
સુંદીર મોરલી ગાવોને મુખે પ્યારા પુરૂષોતમ મહારાજ ,, ૨
બાળકડાં રડતાંરે મુકી ઘેલી થઇ ગોપી નાર
મુખ જોઇ ને મોહની લાગી આવો રમીએ ધર્મકુમાર ,, ૩

પ્રેમને વશ થયા છે વાલો ભેગા રમે ભગવાન
સુંદીર તાળી પાડે રૂપાળી જોને નાચે પેલા ઘનશામ. ,, ૪
સુંદીર સુરતી નયણે નીરખી મોહી રહી સહુ નાર
બેચરદાસને છેલ છોગાળે આજ સુખ આપ્યાંછે અપાર ,, ૫

( વંન્દુ સહેજાનંદ રસ રૂપ. એ લય )

આવો મારા રસીયા રૂમઝુમ કરતા લેરખડા લેરમાંરે લોલ
વાલા તારી મુરતી ઠમઠમ કરતી આવે છે મારા ઘરમાંરે લોલ આવો૦૧
વાલા તારી મુરતી દીવ્ય અલૌકીક કામણગારી કારમીરે લોલ
જોઇજોઇ હું તો જગના જીવન જીવું છું ઘરબારમેંરે લોલ ,, ૨
આવો મારા રસીયા હસતા હસતા મુજમંદીર માંરે લોલ
મીઠું બોલી મન હરી લીધું ન ગમે સંસારમાંરે લોલ ,, ૩
આવો મારા વાલા સુંદીર ભોજન બનાવ્યાં નવરંગનાંરે લોલ
તળીયાં શાક પાપડ વળી ભજીયાં જમાડું ઉમંગનાંરે લોલ. ,, ૪
આવો મારા વાલા લટકાં કરતા મળીએ એકાંતમાંરે લોલ.
સુંદીર છોગલાં મેલીકે છેલા આપોરે સુખ ખાંતમાંરે લોલ ,, ૫
આવો મારા કેસરભાના કાન ગોઠડી કીજીયેરે, લોલ,
સુંદીર સેજે બીછાવી સારી લાવોરે આજ લીજીએરે લોલ ,, ૬
આવો મારા વાલા વેગે વેલા જંપ ન વળે જીવનેરે લોલ
ભેટયા વીના સુખ નવ થાયે બેચર કહે દેવનેરે લોલ. ,, ૭

( હાંરે મારા વાલારે વંદ્રાવનની વાટે વેલા આવજો)

હાંરે મારા વાલારે પુરૂષોતમ પ્રગટ મુજને અહી મળ્યા,
,, કૃપા કરીને ભકતપર અઢળક ઢળીયા. ૧

,, સાધન સર્વે પુરણ તો થઇ ગયાં.
,, છતી દેહે જીવનમુકત થઇ રહ્યાં. ૨
,, ઘેરે ઘેર અખંડ પ્રભુ દેખાય છે.
,, તે દેખી હરીજન સુખીયાં થાય છે. ૩
,, હરીભજ્યાનું સુખ ઘણું નર નારને
,, પુરૂષોતમ મળીયા ધન્ય અવતારને. ૪
,, આવી બ્રહ્મસભાતો જગમાં કંઇ નથી.
,, આવી ગોપીઓ બ્રહ્માંડમાં જડતી નથી ૫
,, સંત સભાનાં શું મુખે વર્ણન કરૂં.
,, જેનો મહીમા ગાઇને આનંદ ભરૂં. ૬
,, પુરૂષોતમના ભકતો પુરૂષોતમ થશે.
,, પુરૂષોતમનું ભજન સઘળે ચાલશે. ૭
,, નાનાં મોટાં મંડળ તો ભાગી જશે.
,, પુરૂષોતમનું મંડળ દીન દીન જામશે. ૮
,, બ્રહ્મશાંતી વિશ્વમાંહી વરસાવશે.
,, સમાધીમાં અક્ષરધામ બતાવશે ૯
,, ઘોર કળીમાં સતયુગ ચલાવશે
,, બેચરદાસ કહે જગમાં ડીકકો વાગશે. ૧૦

( હુંતો હરી જોવાને ગઇ હતી )

હુંતો નટવર જોવા ગઇ હતી ભાદરણ ધામમાં રે.
સુંદીર પદપર પાટ બીરાજે નટવર શીરપર છતર છાજે
સુંદીર ગાદી ગલીચા મશરૂના સોહામણા રે. હુંતો૦૧
સોનેરી શણગાર ધરીને જોયા હરીવર હેત કરીને.
મુને વાલે હસી બોલાવી હેતમાંરે. ,, ૨

ગુલાબના હાર કંઠે રૂપાળા નંગજડીત મોતીની માળા
બેઉ કરમાં ગજરા ધાર્યા છે સોહામણારે ,, ૩
સોનેરી શીર પાઘ ધરીછે તોરાની તો શોભા ઘણી છે
જળકે સુંદીર ચંદન અરચા ભાલમાંરે ,, ૪
જાંજાર તોડા ઘુઘરી ઘમકે કાને કુંડળ જોઈ મન અટકે
કનક સાંકળાં પાંચી રૂપાળી કરમાંરે ,, ૫
સુંદીર મુરતી દીસે રૂપાળી આંખલડીછે કામણગારી.
મીઠી વાણી બોલીને મન લીધાંરે. ,, ૬
શુંરે જાણ્યું શુંરે કીધું લટકાળે મન હરીને લીધું.
ચીતચોરી લીધું એક પળમાંરે. ,, ૭
ઘરનો ધંધો સરવે ભુલી પુરૂષોતમને જોઈ થઇ ઘેલી.
મુને કરી સમાધી દાસ કહે છે ધામમાંરે. ,, ૮

( પધારે વટપતન સ્વામીરે એ લય. )

ચાલોને જોવાને જઇએરે પુરૂષોતમનાં દર્શન કરીને સુખીયાંરે થઇએ
પ્રગટ થઇને દરશન દેતા રે,
જે જન આવે શરણે તેનાં દુઃખ તરત હરતા. ૧
કરાવે અખંડ ભજન ભકિતરે,
પ્રગટ કરી છે આ સમે મોટી એકાંવિક મુકિત ૨
ભરાયે સંઘ ઘણો ભારી રે,
પાંચદીનમાં અખંડ સુખડાં લે છે નરનારી ૩
સમાધી સેજે થઇ જાયે રે,
તેજતેજ મહાતેજની માંહી મુરતી દેખાયે, ૪
અંતરમાં સુખ ઘણું વરતેરે,
સ્થીર મન થઇ જાયે ત્યાંતો શાંતિમાં રહે તે ૫

અહોનીશ આનંદ વરતાયે રે,
　　ક્ષુધા તૃષા વ્યાપે નહીને સુખે દીન જાયે. ૬
રોકડો લાભ ઘણો મળશે રે,
　　સમૈયામાં નરનારાયણનું ફળ વહેંચાશે ૭
મોક્ષ જોઇએ તે સહુ આવોરે,
　　ઉત્તમ અવસર આવ્યો આજે લોને સહુ લાવો
સુગમ છે હરી ભજવાનું બહુરે,
　　બેચરદાસ કહે ભાદરણ ધામની વાતઘણી શી કહું. ૯

[ દેખો સખીનો ડોલરીયો એ લય ]

જોને સખી રંગ રસીયો આવે છે પેલો જોને સખી કેસરીયો
કામણ કરેછે ને મનડાં હરેછે દેખીતોછે અટકચાળો. આવે૦૧
નાનાં મોટાં ને એતો સહુને નચાવે લાગેછે મુજને વાલો ,, ૨
ભાન ભુલાવેને ધામ બતાવે કલ્યાણનો કરનારો ,, ૩
સંતહરીજન ભેગા કરે છે જીવનમુકિત• દેનારો. ,, ૪
ચાર સમૈયામાં ભજન કરાવે રોકડું ફળ દેનારો. ,, ૫
એક રૂપે થકો અનંત ભાસે પ્રેમીને જઈ મળનારો. ,, ૬
ખરા સંકટમાં સહાય કરે છે પ્યારો પુરૂષોતમ લાલો ,, ૭
સહાય કરે છે ને દુઃખ હરેછે મુજપર અઢળક ઢળીયો ,, ૮
લીલા કરેછે ને રાસ રમે છે બેચરનો જીવનલાલો. ,, ૯

( કાનુડા સંગ મન લાગ્યું એ લય )

શહેરમાં શહેરમાં શહેરમાંરે હરી પધાર્યા નડીઆદ શહેરમાં
રૂમઝુમ કરતા લેરમાંરે હરી પધાર્યા નડીઆદ શહેરમાંરે
નરસીંહતેભાઇની ખેતરની વાડીએરે સંતમંડળ લશ્કરમાંરેહરી૦૧

જરીયાંની જામા ને પાઘ સોનેરીરે તોરા ઝુકે છે મેળમાં રે „ ૨
મુખથી તે વર્ણન શું કહી દાખુંરે ચીતચોર્યાં એક પળમાંરે „ ૩
ધન્યધન્ય આજ નડીયાદ શહેરનેરે ધન્ય ગ્રહસ્થ નરનારનેરે „ ૪
વસે અભાગીયા ભુંડા દુરીજનરે બળી ઉઠયા છે તનમાં રે „ ૫
ભાવે કભાવે દરશન કરતારે દ્રોહ કરી દાજે ઝેરમાંરે. „ ૬
બેચરદાસ કહે હરી નીરખીનેરે આનંદ થયો અતી ઉરમાંરે „ ૭

( મારો અઠળક ઢળીયો વાલો એ લય. )

રંગીલો રંગમાં રાતો એ બેની કારમો આતો
જરીયાંની જામો પહેરી ચાલે છે ઠંમઠંમ લેરી.
જો આવે છે હરખાતો એ બેની કારમો આતો. રંગીલો૦૧
બોલે છે મીઠી વાણી સ્વર સુણીને લોભાણી
જરા નથી શરમાતો એ બેની કારમો આતો „ ૨
મુખડાની શોભા એની હું જોઇને થઇ દીવાની
રૂપાળો લાલ દેખાતો એ બેની કારમો આતો „ ૩
સુંદીરતા કહી નવ જાયે કોટી કામ જોઇ લજવાયે
આવે છે અમીરસ પાતો એ બેની કારમો આતો. „ ૪
બેચર કહે મનડું મોહ્યું દુઃખ મારૂં સરવસ ખોયું,
મુજ પાસે આવે ગાતો એ બેની કારમો આતો. „ ૫

( પદ ૧ હાંજી છોગાંવાળા હો છેલ. એ લય.)

હાંરે શામ સોહાગીલાલ આવો આવો પ્યારા રંગમહેલમાં હાંરે૦
છેલા મુકો છોગલાં શોભીતા શણુગાર
આભુષણ અંગે ધરો મારા હાર હઇયાના હાર હાંરે૦ ૧

પ્રીતમ તારી પ્રીતડી ચોંટી છે ચીતમાંય
નવ ગમે સંસારમાં ઓરા નવ ગમે ઘરમાંય. „ ૨

ભોજન જમાડું ભાવતાં વીધ વીધ કીધા પાક
લાડુ જલેબી ધારીયો ઓરા જમાડું દુધપાક „ ૩

માયા લગાડી મુજને રસીયા નવ રહો દુર.
ધીરજ રહેતી નથીરે વાલા તારી મુરતી વસી મારે ઉર „ ૪

મુરતી તારી જોઇને કંઇ નવ સુજે કામ.
ઘેલી થઈ છું ઘરમાં ઓરા શું રે કર્યું તમે શામ „ ૫

મનગમતું કરવા તમે આવોને મહારાજ.
વાલા કહું એક વાતડી બેચરદાસતણા શીરતાજ „ ૬

પદ ૨

હાંજી રમે નંદ હો લાલ જોને રમે સખા સંગાથમાં
મુખથી શોભા શી કહું કરૂં શું વખાણ
ભાલ તેજ ઝળકે ઘણું જાણે ઉગ્યોછે કોટીક ભાણ. હાંજી૦ ૧

રાજી થઇ રમે રંગમાં સજીયા છે શણગાર
સોનેરી શીર પાઘમાં મોતી તોરા ઝુકે છે અપાર. „ ૨

ગુલાબના હાર શોભીના ગજરા બાજુબંધ.
આભુષણ અંગે ધર્યાં કેડે રેંટો સોનેરી રંગ „ ૩

સુખ આપ્યાં બહુ આ સમે નરનારીને અપાર.
ધન્ય ધન્ય આ અવતારને ધન્યધન્ય છે ગોપીનાર „ ૪

ભાદરણ ગામે પ્રગટીઆ કૃપા કરી આ વાર.
સંતોને સુખ આપતા વરતાયો છે જયજયકાર. „ ૫

ધન્યધન્ય નર નારને જેના પુન્યતણો નહી પાર.
પુરૂષોતમ પ્રેમે મળ્યા બેચરદાસ સુફળ અવતાર. „ ૬

( આવજો મારા મહેલમાંરે મનમોહનરાય એ લય. )

સમૈયો આવ્યો સંતનોરે ચાલો જોવાને લાલ.
ભાદરણું એકાંતીક ભકતનોરે „
ચાર સમૈયામાં સંઘ ભરાય છેરે કારતક સુદી બારસનેરે. ચાલો૦૧
બીજો સમૈયો મહા માસનોરે ત્રીજો ભરાય છે વૈશાખનોરે „ ૨
ચોથો મેળાવડો શ્રાવણમાસનોરે હરીજન આવેછે ગામેગામનારે,, ૩
નામ તેનાં હું લખી જણાવુંરે આનંદ થાયે છે મારા ઉરમાંરે „ ૪
મોટાભાઇ માન મુકી આવીયારે આવ્યા પ્રભુને પ્રશ્ન પુછવારે „ ૫
લક્ષ્મીવાન વળી જ્ઞાની ઘણાછેરે ભરૂચગામમાં પ્રસિદ્ધ છેરે „ ૬
ધન્ય નટવર તારા નામનેરે પ્રીતો બાંધી પુરૂષોતમથીરે „ ૭
પ્રેમે પરસન આવ્યાં નાથુનાથી બેન છેરે
જસોદાનો થાળ જમી ગયારે „ ૮
કહ્યું જોઇતારામને જોને ભાદરણમાંરે બોલી મુરતી વડતાલમાંરે,, ૯
તારૂં પુરણકામ અમથી નહી થાશેરે પ્રગટપુરૂષોતમને મળ્યનેરે „ ૧૦
ધન્ય કુબેરભાઇ ભકત મોટેરારે મળવા આવ્યા મહારાજનેરે. „ ૧૧
ધનજીમોતીભાઇ ચતુરભાઇરે આવ્યા પલાણા ગામનારે „ ૧૨
ધન્ય માસ્તર ગોવીંદભાઇરે પુરૂષોતમના વેવાઇ છેરે „ ૧૩
પ્રભુ ઘેર પુત્રી પરણાવીયાંરે લક્ષ્મીસ્વરૂપ દીવાળીબારે. „ ૧૪
રાવસાહેબ મણીભાઇ કમુરે રૂક્ષ્મણીબા રમે રંગમાંરે „ ૧૫
આવ્યા જીવણભાઇ જોરમાંરે સેવા કરતા આવ્યા શામનીરે „ ૧૬
ચીમનભાઇ આવ્યા ગુરૂ ખોળતારે પ્રભુ શોધતા ગામેગામમાંરે „ ૧૭
ગામ નડીઆદથી આવીયારે હરીજન ઘણાં મહારાજનાંરે „ ૧૮
ધન્ય નરસીંહ તારા નામનેરે હરીનો કોઠાર બધો હાથમાંરે „ ૧૯

નીત્ય નીત્ય આનંદ કરાવેરે કાવ્ય કીર્તન બોલી ત્યારમાંરે. ,, ૨૦
બાપુ આવ્યા સમજાવતારે ભાદરણમાં પ્રગટ ભગવાન છેરે ,, ૨૧
મુમુક્ષુ જીવો શોધી લાવતારે કલ્યાણ પરમાર્થ કરતારે. ,, ૨૨
બાબરભાઇ મુરતીને દેખતારે મીરાં પોકરો મારવાડનોરે ,, ૨૩
અખંડ સમાધી જેને થાયછેરે ધન્ય અંબા લક્ષ્મીબાઇનેરે ,, ૨૪
મુગાંબાને સિદ્ધીઓ દેખાયછે રે,
ગોકળભાઈ કાન્તો નડીઆદના રે ,, ૨૫
ડહીબા મણીને બાપઇબારે મંગુ મનમાં હરખાય છેરે ,, ૨૬
ધન્ય વલાસણ ગામનારે ઉમીયાબા આવ્યાં ઉમંગમાંરે ,, ૨૭
ભાઈભત્રીજા કુટુંબ બધુંરે મુકી દીધાં હરી હાથમાંરે ,, ૨૮
ઇચ્છા માસ્તર પ્રખ્યાત છેરે પરણ્યા પતીની પ્રીતો છોડીયોરે ,, ૨૯
એક બે ને ત્રણ સેકન્ડમાંરે જીવણને ઝાલ્યો અમદાવાદમાંરે ,, ૩૦
મુરતી નીરખી મહારાજનીરે મેમદાવાદમાં ડંકો વગાડીયોરે ,, ૩૧
પુરૂષોતમને પ્રેમથી બાંધીયારે તનમન ધન સોંપ્યું નાથનેરે ,, ૩૨
સહકુટુંબ સાથે લાવીયારે રૂક્ષ્મણી જસોદા બણુ બેન છેરે ,, ૩૩
ધન્ય કાનમનાં હરીજનરે વાલા ઘણાં મહારાજનાંરે ,, ૩૪
આવ્યા વલવભાઇ વાલમાંરે જેની રસોઈ સમૈયે થાય છેરે ,, ૩૫
જોડે લંગોટીઆને લાવીયારે ઉદેપરના ભકત નરનાર છેરે ,, ૩૬
સંતમંડળ સંગે શોભતુંરે ભજન કરે છે બહુ ભાવમાંરે ,, ૩૭
આવ્યા મીઠાભાઇ મહાલતારે હેતાબા રાઇબા ઉમંગમાંરે ,, ૩૮
સાધીથી હરીજન આવીયાંરે કલ્યાણભાઇ કલ્યાણ બજાવતારે ,, ૩૯
ધન્ય મકન પ્રાગભાઇનેરે છોટાભાઇ છપાયા છેલમાંરે. ,, ૪૦
ગંગાબા ગંગાસ્વરૂપ છેરે લઇ કુટુંબ પરીવારનેરે ,, ૪૧

ગવાસદથી રાંમો જોરાભાઇરે ભાવે ભજે ભગવાનનેરે ,, ૪૨
મણીશંકર મુની ધ્યાનમાંરે ચંચળબા પુત્ર લેવા આવીયાંરે ,, ૪૩
અંબાઇદાસ આનંદ કરતારે જેની સમૈયાની ટેક છેરે ,, ૪૪
ધન્ય નાથાભાઇ નામનેરે ભગવાન માની બેઠા ઘરમાંરે ,, ૪૫
આવ્યા શીવાભાઇ શુરમાંરે પત્ની લાવ્યા પરીવારનેરે ,, ૪૬
ખુશાલભાઇ આવ્યા ખુશમાંરે હરખાબા રમે રાસ રંગમાંરે ,, ૪૭
જીજીભાઇ હરમાંન સ્વરૂપછેરે પ્રવેશ હરમાન ચઢે જોરમાંરે ,, ૪૮
નવી નવી ભાષા આનંદમાંરે કરે હુંકારો સહુ નાસતારે ,, ૪૯
બાજીબા વેલમ ગામનારે રતનો રમે છે રંગમાંરે ,, ૫૦
આવ્યાં ઇચ્છાબા જંબુસરથીરે પુત્ર પરીવાર સાથે પ્યારમાંરે ,, ૫૧
અમદાવાદનાં હરીજનરે આવ્યાં સમૈયે આનંદમાંરે ,, ૫૨
માધુભાઇ ફુલહાર લાવતારે બઇબાને સમાધી ભારે થાયછેરે ,, ૫૩
મગનલાલનું મંડળ ભાગી પડયું રે,
આવ્યા ભકત હરીના શરણુમાંરે. ,, ૫૪
ધન્ય જેસંકરભાઇનેરે ગુરૂ તજ્યા મગનલાલનેરે ,, ૫૫
કેશવલાલ લઇ કુટુંબનેરે જોડી દીધું હરી ચર્ણમાં રે. ,, ૫૬
ડહીબા જડાવબેન જોડમાંરે મુરતી દેખીને ઘેલાં થયાંરે ,, ૫૭
રામનારાયણ રાંમ નીરખીરે ઘેલા થયા છે ઘરમાં રે. ,, ૫૮
સહકુટુંબ સંગે લાવીયારે સોની જીવણલાલ સંગમાંરે ,, ૫૯
દેખે અંબાલાલ બ્રહ્મનેરે સમાધીમાં જઇ પુછી આવતારે. ,, ૬૦
મોતીશેઠનું મોત નક્કી લાવીયા રે,
ભાદરણ આવ્યાં ને કાળ ભાગીયોરે. ,, ૬૧
મથુરભાઇ માસ્તર આવીયારે મામા મામીને સાથે લાવ્યારે. ,, ૬૨

ભાણોભાણી પરીવાર લઈરે ડીકો કીકી કુદે કેડમાંરે. ,, ૬૩
ઉમરેઠથી મગનલાલ આવીયારે ભાણોભાણીને સાથે લાવીયારે ,, ૬૪
વસઈથી હરીજન આવીયાંરે રાંમબા જીબા દીવાળીબારે ,, ૬૫
ફતેમીયાં છોટુ મોંઘાભાઇરે આવ્યા નગરશેઠ વસો ગામનારે ,, ૬૬
સોમાભાઇ પરશોતમ મીઠાભાઈરે આવ્યા છોટાભાઇ લેરમાંરે ,, ૬૭
ભાદરણ પ્રભુના ગામમાંરે ધુળાભાઇ મગનલાલ મોતીલાલછેરે ,, ૬૮
વદો ગલાબ મારવાડનાં રે ભાવીક ભકત નરનાર છેરે ,, ૬૯
આવ્યા હરીભાઇ હર્ષમાંરે ભઈશંકર ગંગા વીણા ગામનારે ,, ૭૦
મેતર ભકતો ઘણાં આવીયાંરે જવેર રામો રાંમબાઈછેરે ,, ૭૧
લાલાબા આવ્યાં લેરમાંરે નાથાભાઇ આવ્યા નીશ્ચય કરીરે ,, ૭૨
કાળીદાસ રાત આવીયારે હજામત કરતાં હરી લીધારે ,, ૭૩
ખેડાના ભકત પ્રેમી આવીયારે ચુનીલાલ પરસોતમરેકાછીયારે ,, ૭૪
ધન્ય ત્રીભોવન નામનેરે સુલતાનપરેથી આવીયારે ,, ૭૫
લગની લાગીછે હરી નામનીરે મોટા ત્રીભોવન સુળજીરે. ,, ૭૬
ગોપાળદાસ જ્ઞાને ગયારે મુરતી જોઇને મોહી પડયારે ,, ૭૭
ગોરધન નમી પડયો નાથનેરે ગુન્હા કરો મારા માફરે ,, ૭૮
સેવા કરી ઘણી શામનીરે વંઢો ચણી લીધો વાલમાંરે ,, ૭૯
લખ્યા ભકત ગામે ગામનારે મળ્યા પ્રગટ પરીબ્રહ્મનેરે. ,, ૮૦
આવ્યા સમૈયે આનંદમાંરે નામ લખ્યા મુખ્ય ભકતનાંરે ,, ૮૧
બીજાં ઘણાં નરનાર છેરે ભજે પ્રગટ કીરતારનેરે ,, ૮૨
જેના દરશનથી દુઃખ જાયછેરે ભારે પુન્યશાળી પ્રગટનાંરે ,, ૮૩
બેચરદાસ ગુણ ગાય છેરે બ્રહ્મભટ વલાસણ ગામનારે. ,, ૮૪

[ પધારે વટપતન સ્વાંમીરે એ લય. )

સુંદીરવર આવોને ઓરારે
રાતદીવસ તમને સંભાળુંરે પુરૂષોતમ મારા
વાલપની કરીએ જો વાતુ રે
આવો આપણુ મળીયે વાલા ખાંતે ખેલીશું ૧
દયા કરી દરશન દેજો રે,
દાસ પીડાતો દેખી વાલા સંભાળ લેજો ૨
સુખના સ્વામી છો વાલા રે
દુઃખ હમારાં કાપીરે નાખો પુરૂષોતમલાલા ૩
દાસપર અઢળક ઢળીયા રે,
પ્રગટ થઇને આજે વાલો આવીને મળીયા. ૪
મુખડાની માયા લાગી રે,
પુરૂષોતમ સ્વામીને મળતાં ભવની ભીડ ભાગી ૫
પ્રેમથી કર ઝાલ્યો મારોરે,
અળગા નવ થાશો અલબેલા પાર ઉતારે. ૬
રંગીલા આવોને રંગેરે,
ખેલો ખેલાવો આજે વાલા પ્રેમથી ઉમંગે. ૭
જમાડુ જગજીવન પ્યારા રે
સુંદીર થાળ બનાવ્યો મેં તો આવો છોગાળા ૮
પધારોને રૂમઝુમ કરતારે
બેચરદાસના પ્રાણથી પ્યારા આવોને હસતા ૯

( પ્રીતમ પ્રાણથી પ્યારા લાગો મુજનેરે એ લય. )

ધન્ય ધન્ય ઘડીરે ધન્ય આજની રે,
રૂડી ખબર આવીછે મહારાજનીરે ધન્ય૦

મારે ઘેર મોહનવર આવશે રે
સંત મુકતમંડળી લઇ પધારશેરે ,, ૧
ગોપ ગોપી લક્ષ્મીજી સંગે લાવશેરે
ધન્ય ધન્ય પુરૂષોતમ સ્વામી આવશે રે ,, ૨
મારા મહોલમાં પ્રાણુનાથ બીરાજશે રે
ગાતા વાતા આનંદ કરતા આવશે રે ,, ૩
દીનબંધુ દયાળુ દુ:ખ કાપશે રે
જ્ઞાની અજ્ઞાની સહુને દરશન આપશે રે ,, ૪
રાજી થઇને રંગ ભાનો ખેલશે રે
ગોપ ગોપીને રંગે રાસ રમાડશે રે ,, ૫
સામા સામી તે કાંનગોપી ખેલશે રે
રંગડાની તે રેલ્યુ આજ વાળશે રે ,, ૬
પ્રેમી ભકતોના કોડ પૂરા કરશે રે
દીવ્ય ધાંમ બતાવી પરચા પૂરશે રે ,, ૭
મેર કરી મુજને બોલાવશે રે
પ્રેમે પ્રેમે બેચરભાઇને ભેટશે રે ૮

(માગેલો માગેલો દેજો જસોદા મૈયા કાનુડો માગેલોદેજો એ લય)

લાવોરે લાવો તમે લેજો એ ગોપીઓ
તમે પુરૂસોતમ સંઘાથે લાવો લેજો
આવો રે જોગ ફરી ફરી નહી આવે બેની
એકાંતે તેડીને સુખ લેજો એ. ગોપી૦ ૧
રંગભેર રમજો મારા પ્યારા સંઘાથે રે
પ્રેમની દોરીએ બાંધી લેજો ,, ૨
તેડી નવરાવજોને પ્રેમે જમાડજો રે
હસાવી રીજાવી ભેટી લેજો ,, ૩

ગરબે રે ગાજો સજની રાસ લીલા રમજો રે
લોકડીયાં લાજ મુકી દેજો „ ૪
સાસુની ગાળો સહેજો નણદીનાં મેણાં ખાજો
નાવલીયાને સમજાવી દેજો „ ૫
કહી કહીને શું રે કેશે પુરૂસોતમનું મેણુ દેશે
નીરભય થઇને તમે ફરજો „ ૬
બેચરદાસના વાલાની સંગમાં રેજોરે
મનગમતુ સુખ માગી લેજો „ ૭

( જાઓ જાઓ છબીલા છેલ રે એ લય. )

ભજ ભજ પ્રગટ ભગવાનરે ફેર મનુષ્ય જન્મ નહી આવે
સગાં કુટુંબી જુઠાં સંબંધી તજી દેને અભીમાનરે. ફેર૦ ૧
જન્મમરણનું સંકટ ભારે માન્ય સાચું વચનરે „ ૨
સંત સમાગમ કરી લે ઉત્તમ થાશે તુંને મોટું જ્ઞાનરે „ ૩
અક્ષરધામી પુરૂષોતમ સ્વામી નીરખી લેને દાનરે. „ ૪
શરણે જઇને પાસે રહીને કરી લેને ગુણ ગાનરે. „ ૫
સાચા છે સંગી મનહરંગી ટાળશે દુઃખ તમામરે. „ ૬
કરીલે પ્રીતી જગને જીતી થાશે શીતળ મંનરે. „ ૭
ભાવે ભજીલે માન મુકી દે કહે બેચર મળે ધામરે. „ ૮

( માણકીએ ચઢયારે મોહન વનમાળીરે )

હીંદોળે જુલે મોહનવનમાળી શોભે રૂડી વાલાની મુરતી રૂપાળી
સોનેરી શણગાર સજીયાછે સારા પાઘલડીમાં મોતીના તોળા રૂપાળા
જોતાં સહુને લાગે છે કામણગારા. હીંદોળે૦ ૧

શોભા એની મુખે કહી નવ જાય સહુને રાધીકા સાથે દરશન થાય
પ્રેમે જોતાં દુ:ખડાં નાસીરે જાય. હીંદોળે૦ ૨
ધન્ય ધન્ય ગોપીઓ આજ જુલાવે મીઠે સ્વરે મોહનજીને રીઝાવે
ધીમા ધીમા હીંચકા નાખી હીંચાવે. હીંદોળે૦ ૩
જુવો જુવો અક્ષરધામના ધામી જેને કેછે પુરણ પુરૂષોતમ સ્વામી
જોઈ જોઈ ગોપીઓ આનંદ પામી. હીંદોળે ૪
સન્મુખ બેસી ગોપીઓ લાવોરે લેછે સંતમુકતો સામા દરશન કરેછે
જોઇ જોઈ બેચરદાસ ઠરે છે હીંદોળે૦ ૫

( મોહનની મોરલી વાગી એ લય )

આવોને છેલ છોગાળા રૂમઝુમ કરતા લટકાળા
ભોજનીયાં રૂડાં જમાડું સુંદીર દુધપાકને લાડુ.
હું વાટડી જોઉં છું વાલા રૂમઝુમ કરતા લટકાળા. ૧
મારી મેડી છે બહુ સારી સુંદીર રંગે શણગારી.
મનગમતી છે મરમાળા રૂમઝુમ કરતા લટકાળા. ૨
ફુલહાર પહેરાવું સારા ગજરા બાંધીશ બહુ પ્યારા.
પછી મળીએ આપણ લાલા રૂમઝુમ કરતા લટકાળા ૩
હીંદોળો ફુલડે છાયો મોંઘે મોતીડે શણગાર્યો
જુલાવું હરખે વાલા રૂમઝુમ કરતા લટકાળા ૪
પ્રીતમજી પ્રેમે પધારો સોનેરી શણગાર ધારો,
પ્યારા પુરૂષોતમલાલા રૂમઝુમ કરતા લટકાળા. ૫
મુખડાની માયા લાગી મારા ભવની ભ્રમણા ભાગી.
મારા મોહન મોરલીવાળા રૂમઝુમ કરતા લટકાળા. ૬
જોવાને ઝરૂખે બેઠી મને જંપ ન વળે ઘડી,
મારૂં તનડું તલખે લાલા રૂમઝુમ કરતા લટકાળા ૭
રાખીસ હું જતન કરીને દાસ કેછે નેણાં ભરીને
નહી જાવા દઊં મારા વાલા રૂમઝુમ કરતા લટકાળા ૮

( હાંરે કહાં ન હાંણી રે કહાં ન હાંણી. ) રાગગરબી

હારે હાટ વાળ્યો રે હાટ વાળ્યો
હાંરે મેઘરાજાએ કેર વરતાયોરે હાટ વાળ્યો ૧
હારે વાયુ સાથે મેઘ ચઢી આવ્યો
હાંરે ગુજરાતમાં ત્રાસ વરતાયો રે ૨
હાંરે શેઢી ફેલાઇ તે ઘણુા ગામ માંહી
હાંરે ઘણાં મનુષ્ય તણાઇ ગયા માંહી રે ૩
હાંરે સરવે જગ્યાએ જળ બંબાકાર
હાંરે જીવ લઇ નાઠા નર નાર રે ૪
હાંરે કાઠીઆવાડમાં ધાંગધ્રા સુધી
હાંરે ઘણુ તોફાન થયુ સીંધ લગી રે ૫
હાંરે ત્રાસ વરતાયો વડોદરા માંહી
હાંરે વીશ્વામીત્રી પેઠી છે શેહેરમાંહી રે ૬
હાંરે આવ્યું આજવા તલાવનું પાણી,
હાંરે કર્યું કમાટીબાગમાં ધુળધાણીરે. ૭
હાંરે શહેર વચ્ચે એકેક માળ બુડયો,
હાંરે પ્રભુ મનુષ્યના કરમે રૂઠયોરે ૮
હાંરે ઘણા ઘોડા વાઘ તણાઇ ગયા,
હાંરે નાઠા જીવ લઈ તે બચી ગયારે ૯
હાંરે ચઢી ગયા જનો ત્રીજે મજલે,
હાંરે તેને અન્ન જઇને કોણ આલેરે. ૧૦
હાંરે પાંચ દીન રહ્યાં ઉપવાસી,
હાંરે ઘણાં દુઃખી સંભાળે અવીનાશીરે ૧૧
હાંરે ચુનાગચ્છી હવેલીયો પડીયો,
હાંરે તેમાં ઘણા જનોનો ઘાણ વળીયોરે ૧૨

હાંરે અમદાવાદ નડીઆદ જોયું,
હાંરે ઘણાં ઘરો પડીને ભાગી ગયાંરે ૧૩
હાંરે ખેડા માતરમાં જોયું ન જાય,
હાંરે ગાડી બંધ ને કંઈ ન જવાયરે ૧૪
હાંરે તારના તે થંભ તુટી પડયા,
હાંરે ચાણોદ કન્યાળીમાં ઘણા રડયારે. ૧૫
હાંરે આણંદ બાકરોલને કરમસદ,
હાંરે ઘણાં મકાન પડયાં પેટલાદરે ૧૬
હાંરે જુવો ખંભાતમાં પણ તેવું,
હાંરે ભાદરણ ધર્મજ જોયા જેવુંરે ૧૭
હાંરે જગત ભેગો ભગતને પરસાદ,
હાંરે સેજ મળ્યો મેઘને પરતાપરે ૧૮
હાંરે અષાડી મેઘ ઉમટાયો,
હાંરે દીવાસો દેવાળવો ગયો રે. ૧૯
હાંરે કર્યો પોકાર પ્રગટના ભકતે,
હાંરે કૃપા કરો પ્રભુજી પ્રેમ પ્રીતેરે ૨૦
હાંરે પુરૂષોતમે કરી પછી મહેર,
હાંરે શ્રાવણ સુદી પડવે રંગ ભેરરે. ૨૧
હાંરે સંવત ઓગણીસેંત્યાસીના અષાડ માસે
હાંરે મેઘલીલા ગાઇ બેચરદાસેરે દાટ વાળ્યો ૨૨

રાગ ધોળ

રે આજ મારે આનંદની હેલીરે,
પ્રભુ આવ્યા અણધાર્યા તેજના અંબાર ભર્યા. આજ૦૧

પુરૂષોતમને નીરખ્યા મેં નેણાં ભરી
ઢોલીડે બેસાર્યા હરી જોઈ જોઈ હુંતો ઠરી. ,, ૨
આવી સખીઓ દોડતી થાળ ભરી
હાથ જોડી આગે ખડી પ્રેમે પુજ્યા ધન્ય ઘડી ,, ૩
સુંદીર હાર ગુલાબી મેં પહેરાવ્યા
ગજરા બાંધી શોભાવ્યા ભાવેભાવે આવી ભેટયા ,, ૪
જેનાં દર્શન ઇચ્છે બ્રહ્માદીક સુરપતી
લાખો ઋષી તપવતી ધ્યાન ધરે જોગી જતી ,, ૫
આવ્યા તેતો રૂમઝુમ કરતા મારા મહોલે.
હસતા હસતા બોલ્યા પ્રેમે રસબસ કીધી મને ,, ૬
ચોકે ચઉટે આનંદ વરતી રહ્યો
અમીનો વાયરો વાયો અલૌકીક નાદ થયો. ,, ૭
મીઠે વેણે બોલ્યા પ્રભુ કરૂણા કરી.
સંભાળજો મુરતી મારી હૃદયમાં લેજો ધારી. ,, ૮
કામધેનુ કલ્પતરૂ છે ચીંતામણી.
ચીંતવજો નીત્ય ભણી સીદ્ધ થાશે સાચી મણી ,, ૯
દાસ બેચર કહે અમીરસ પાયો.
રૂડો અવસર મારે આવ્યો ચોરાસીનો ફેરો ફાવ્યો ,, ૧૦

(પ્રીતમ પ્રાણથી પ્યારા લાગો મુજનેરે એ લય)

ધન્ય ધન્ય શોભા શી કહું ઘનશામની રે,
ધન્ય ધન્ય ભાદરણ અક્ષર ધામનીરે, ધન્ય૦ ૧
ધન્ય ધન્ય શેરી ચઉટા બજારનેરે
ધન્ય ધન્ય નરનારીના અવતારને રે, ,, ૨

જેને અહોનીશ હરી દરસન થાય છે રે
ઘેરે ઘેરે આનંદ રસ ઊભરાય છે રે ,, ૩
ધન્ય સ્વામી પુરૂસોતમ જેને મળીયા રે
ભાવે ભાવે હરીવર જેણે પુજીયા રે ,, ૪
ધન્ય ધન્ય સંતોએ આજ પુંજીયારે.
ધન્ય ધન્ય સેવ્યાને જેણે જમાડીયારે ,, ૫
ધન્ય ધન્ય ગોપીપર અઢળક ઢળીયારે
પ્રેમીભકતોને આજે પરચા પુરીયાંરે ,, ૬
ધન્ય ધન્ય સંતોને સુખ આપીયારે,
પ્રેમીજનને દાસ કહે બોલાવીયારે. ,, ૭

[ મેં તો નીરખ્યા શ્રી ગઢપુરમાં ]

ઉગ્યો શરદ પુનમનો ચંદ્ર સહીયર મારીરે
આજ આવશે મારો શામ નટવર લેરીરે.
સોનેરી કુલછાબથી વધાવો મહારાજ.
કેસર ચંદન ચરચીને લહાવો લોને આજ.
ધન્ય ધન્ય આનંદ કરો આજ સહીયર મારીરે
રમો રંગભેર સારી રાત આનંદકારીરે. ૧
પ્રીતમ તારી પ્રીતડી ચોંટી છે ચીતમાંય.
મુખની લાગી મોહની નવ ગમે ઘરમાંય
સખી ટોળે મળી જુવે વાટ વેલા આવોરે.
રમો રંગભેર સારી રાત હસીને બોલાવોરે. ૨
લાલ પીળો ને વાદળી પંચરંગી પોશાક.
પહેરાવું વીધવીધ કરી રમીએ ઝાકમઝાક.
મન મોહ્યું તમારી ચાલમાં અલબેલારે.
મુને ગમે નહી દીનરાત આવો વેલારે. ૩

કીરતન ગાયે કામની આનંદ કરતી આજ.
ગરબે ગાવા નીસરી નીરખવા મહારાજ.
આવ્યા રૂમઝુમ કરતા લાલ રસીયો રમવારે
સખી આનંદ કરતી આજ મુજને મળવારે. ૪

નીરખ્યા હરીને પ્રેમથી હૈયે હર્ખ ન માય
મુરતી જોઇને મોહી પડી અંતર સુખ ઉભરાય
સખી ગાય મનોહર ગીત થઇ છે ઘેલીરે.
રમે પુરૂષોતમની સંગ લજ્જા મેલીરે ૫

સુંદીર મુરતી જોઇને મોહી રહી સહુ નાર.
મોતી માળા જગમગે હાર શોભે છે અપાર.
કહે દાસ બેચરના નાથ અઢળક ઢળીયારે.
મારે મંદીરીયે મહારાજ આવી મળીયારે. ૬

( મુજ દે દરશન ગીરધારી રે એ લય. )

આવાને આવા ગીરધારી મુજ આગે રહેજો મુગટ ધરી.
પ્રગટ થયાછો હમારે કારણ પુરૂષોતમ પ્રગટરૂપ ભાદરણ
મુરતી તમારી દીવ્ય હરી. આવાને આવા૦ ૧
જરીયાંની શણગાર ધરીને દો છો દરશન નરનારીને.
સુખ આપો છો બહુ ભારી આવાને આવા૦ ૨
ભાદરણગામે ભજન કરાવો સમાધીમાં લઇ જઈ અને લાવો
લીલા કરો જગથી ન્યારી આવાને આવા૦ ૩
બારેજા ગામે પ્રતાપ જણાવ્યો નાની બાળકીમાં પ્રવેશ કર્યો
પરચા જણાવ્યાં બહુ ભારી. આવાને આવા૦ ૪
પુરૂષોતમ સત્તા પ્રગટાવી ઘણા જનોને ધામ બતાવી
કરી લીલા ત્યાં બહુ ન્યારી. આવાને આવા૦ ૫

ઢાજેલીબાઈનાં દુઃખ ટાળ્યાં પળમાં ઐશ્વર્ય વાપર્યું ભારેજામાં
જોઇ ઘેલાં થયાં છે નરનારી. આવાને આવા૦ ૬
ભારે મહીમા પુરૂષોતમનો દેશોદેશ વધ્યો સ્વામીનો
જોઇ આશ્રીત થયાં બહુ નરનારી. આવાને આવા૦ ૭
જેણે નીરખ્યા ભાવ કરીને બેચરદાસ કહે ભેટયા હરીને
જન્મ ધરી તે નહી આવે ફરી આવાને આવા૦ ૮

( આજ ગઇતી કાળંદરીને તીરરે એ લય )

જુવો જુવો પેલા ધન શામરે આનંદકારીરે
પુરૂષોતમ સુખના ધામ આવે છે લેરીરે. જુવો૦ ૧
પહેર્યા જરીયાંની શણગારરે આભુષણ અંગેરે
કંઠે ગુલાબના છે હાર જોઇલો ઉમંગેરે. ,, ૨
રૂડી સોનેરી શીરપાઘરે નવલ કલંગીરે
ભાવે નીરખે તેનાં ધન્યભાગ્ય અતી બડભાગીરે ,, ૩
જોને રૂમઝુમ કરતા આજરે આવે રંગ લેરીરે.
મુને મળવા આવે મહારાજ શોભા ઘણેરીરે. ,, ૪
મોટા મોટા મુકતની સંગાથરે સાથે સાથે ચાલેરે
જોને ગોપીઓ છે એની સાથ રાસ રમાડેરે ,, ૫
એનો વેશ જોઇ નરનારરે હાંસી કરે છેરે.
ભાગ્ય વીના તે કયાંથી મનાય દુર ફરે છે રે. ,, ૬
પ્રેમીભકતોને પ્રેમે આજરે દરશન દે છે રે
દીવ્યરૂપે જઈ મહારાજ કહેવાનું કહે છે રે. ,, ૭

સમાધીમાં દેખાડે દીવ્યધામરે મહા સુખકારીરે
બેચરદાસ કહે ગામે ગામ મોહી નર નારીરે ,, ૮

( પાતળીયાલાલ પાતળીયાલાલ એ લય )

લટકાળાલાલ લટકાળાલાલ લટકાં કરતા આવો મારે ઓરડે
રંગભીનાજી રંગભીનાજી રંગે રમીએ મળીએ ખાંતે ખેલશું.
મોહનજી આવો મહેર કરી રૂમઝુમ કરતા આવો હરી.
રહુ હાજર નીશદીન ખડી ખડી. લટકાળા લાલ૦ ૧
જુગતેથી જીવણ જમાડું મારા રૂદીયાપર હું રમાડું
ઢોલીડે રંગડો ઢોળાવું. લટકાળા લાલ૦ ૨
અલબેલા હું છું એકલડી શણગારી સુંદીર સેજલડી
રંગભીના રહોને રાતલડી. લટકાળા લાલ૦ ૩
ચીતડામાં લાગી છે ચટકી મને જંપ ન વળે એક ઘડી.
મેં બાંધી છે સાચી પ્રીતી લટકાળા લાલ૦ ૪
તેમ વીના તે તનડુ તલખે છે મળવાને મનડું હરખે છે.
મારે આનંદ અંગે ઉલટે છે. લટકાળા લાલ૦ ૫
હું જનમો જનમની છું દાસી ભેટયા છે ભાવે અવીનાશી
કહે બેચરદાસ ધન્ય ઘડી. લટકાળા લાલ૦ ૬

પદ ૧ [ ચાલ સખી જોવારે એ લય ]

આનંદ આપ્યોરે મહેર કરી વાલા મુજને
કોડે કોડે સંભાળું તુજને આનંદ૦ ૧
તારી મુરતી જોઇને થઇ ઘેલી કુળ કુટુંબની લાજ મેલી
મારા ઉરમાં આનંદની હેલીરે. આનંદ૦ ૨
હાંરે મેંતો આશા જગતની ત્યાગી. મારી તમસંગે લગની લાગી
હાંરે હુંતો થઇ રહી બડભાગીરે. આનંદ૦ ૩

આવો આવોને એ અલબેલા છોગાં મુકી સુંદીરવર છેલા
હાંરે મુને લાગોછો પ્રાણુથી વાલારે આનંદ૦ ૩
હાંરે તારૂં મુખ જોઈ મોહની લાગી મારી ભવની તે ભ્રમણા ભાગી
હાંરે મારે નીરભેની નોબત વાગીરે. આનંદ૦ ૪
દાસ કહે પ્રગટ થયા આજે કરી કૃપા બહુ મહારાજે
હાંરે દેખી હરીજનીયાં દાજેરે. આનંદ૦ ૬

પદ ૨

આવો રમીયેરે આજ અનુપમ દીવાળી.
હાંરે સાથે લાવજો રાધા રૂપાળી. આવો૦
હાંરે હુંતો લોકથકી નથી બીતી વાલા તમે મળ્યા ને જગ જીતી
હુંતો નીત્ય નીત્ય મુરતીને જોતીરે, આવો૦ ૧
હાંરે હુંતો ઘરનો ધંધો ભુલી સુધબુધ વીસરી થઇ ઘેલી
મારા તનમાં લાગી તાલાવેલીરે આવો૦ ૨
હાંરે આવો આવોને આનંદ કરીએ વાલા એકાંતે લાવો લઈએ
હાંરે પછી પ્રેમથકી વાલા મળીયેરે આવો૦ ૩
વાલા હાર પહેરાવું બહુ સારા સુંદીર ગુલાબના રૂપાળા
બાંધું ગજરા કામણુગારારે આવો૦ ૪
હાંરે મેંતો ભોજન બનાવ્યાં બહુ તાજાં લાડુ જલેબી પેંડા ખાજાં
હાંરે આવી જમો જીવણજી જાજાંરે આવો૦ ૫
હાંરે મેંતો સેજડી બીછાવી બહુ સારી અત્તર તેલ ઉડે બહુ ભારી
હાંરે આવી આનંદ આપો ગીરધારીરે આવો૦ ૬
આવો આવોને આનંદ કરીયે બેચરદાસ કહે લહાવો લઇએ,
હાંરે પછી પ્રેમથકી પ્યારા મળીયેરે. આવો૦ ૭

( મુજ દે દરશન ગીરધારી રે એ લય. )

મુજને મળીયા ગીરધારીરે પ્યારા પુરૂષોતમ વનમાળીરે
અઢળક ઢળીયા મુજપર આજે કીધી કરૂણા ભારી રે
ભાદરણુ ગામે પ્રગટ થયા છે મોક્ષ દેવા નરનારીરે ૧
જરીયાની શણગાર સોનેરી અંગે આભુષણ ધારીરે ૨
સુખ બહુ આપે નરનારીને રાસ રમાડે મહાભારીરે ૩
પ્રગટ પરચા પ્રગટ સમાધી ધામ દેખે નર નારીરે ૪
દીવ્યરૂપે પ્રભુ દરશન દેછે ઘેર ઘેર મોરારી રે ૫
ઇચ્છાબાઈને હાર દીધા જઇ ગુલાબના મહાભારીરે ૬
દરશન દીધાં મહેર કરીને વડોદરા બલીહારીરે ૭
લાડોલ ગામે પ્રતાપ જણાવ્યો ઇચ્છાબેન દવારીરે ૮
ઊગરીબાના હાથનો કઇડો આપી ગયા ગીરધારીરે ૯
આનંદ અંગે ન માય બેની ધન્ય ધન્ય નરનારીરે ૧૦
લલીતાને જઇ પ્રસાદ દીધો કહ્યું વાલે પ્રેમ કરીરે ૧૧
લાવીશ લાડુ જમીશ નહી તું સુણ લલીતા નારીરે ૧૨
લલીતાને થાળ પ્રત્યક્ષ દી । સીનોરમાં સુખકારીરે ૧૩
ભારે પરચા પુરૂષોતમના ઐશ્વર્ય વાપરે ભારીરે ૧૪
અનેક પરચા શું કહું મુખથી ગાય બેચર બલીહારીરે ૧૫

રાગ ગરબી. પદ ૧

ગઈતી હું તો જોવા ગીરધારી વાધ્યોરે મુને આનંદ બહુ ભારી ગઇતી૦
કાનુડે મુજ સામું જોયું મારૂંરે મન મુરતીમાં મોહ્યું ,, ૧
મીઠેસ્વરે મુજને બોલાવી સખીરે હું તો જોઇ શરમાઈ ,, ૨
મુજપર અઢળક ઢળીયા વાલોરે મુને એકાંતે મળીયા. ,, ૩

વરી હુંતો પ્રેમે વનમાળી દીઠી દીવ્ય મુરતી રૂપાળી. „ ૪
પુરણવર પુરૂસોતમ પામી રહી નહી રતી એક ખામી „ ૫
સુધ બુધ સરવે હું ભુલી મળ્યારે બેચરદાસના બેલી. „ ૬

પદ ૨

આવોરે હરી મંદરીયે મારે મોહ્યુંરે મન ફુલડાંને તોરે. આવો૦
પતી મેલ્યા પીયુ તમકાજે માતગીતા મેલ્યાં છે આજે „ ૧
છાની છાની વાતુ મેં રાખી તેમ તેમ ઉઘાડી થાતીરે „ ૨
હવે નથી લોકુથી બીતી વાલા તમ સંગે કરી પ્રીતી „ ૩
હવે નહી રહું કોઇની વારી શીરપર ગાજે ગીરધારી „ ૪
ચાલી હુંતો શીર કરમાં લઈને વરીરે હું તો પુરૂષોતમ જોઇને „ ૫
લીધોરે દેહ વરવાને કાજે મળ્યારે સ્વામી બેચરના આજે „ ૬

પદ ૩

કેનેરે સખી ક્યાં ગયાતા વાલો રજની વીતી કેમ નાવ્યાલાલો કેનેરે૦
સારી રજની કે સંગે જાગ્યા કઇ ગોપીએ વાલો ભરમાયા „ ૧
એક ગોપી મળી હશે સારી વળી મીઠા બોલી રૂપાળી „ ૨
સખી મેંતો આવા નતા જાણ્યા સાથી અમસંગે રીસાણા „ ૩
જુનીને મુકી નવીની પાસે રમે વળી ત્રીજી ગોપીની સાથે જમે „ ૪
સખી મેંતો વાત બધી જાણી આવી ગોપી કાલે એ એંધાણી „ ૫
એકલી રાસ રમતી હતી કાલે ચુંબન કરી લીધું દાસને વાલે „ ૬

પદ ૪

વાલારે એક પુછું વાતલડી કાલે રમી આવ્યા ક્યાં રાતલડી વાલા૦
અચંબો થાયછે અમને એવી કઇ ગોપી મળી તમને „ ૧
સુંદીર હાર કેણે પહેરાવ્યા નવીરે ધોતી કસબી ક્યાંથી લાવ્યા „ ૨

નવી ટોપી લાવ્યા ઝગઝગતી વળી રંગે રંગાયા છો અતી ,, ૩
વાલાંરે નાત જાત તેની નથી જોતા નવીરે ગોપી જોઇને મોતા ,, ૪
તેને જઇને એકાંતે મળતા વાલા તમે એ ટેવ નથી ભુલતા. ,, ૫
રાજી થઇ તેને મહોલે જતા વાલારે તેના પ્રેમને વશ થાતા ,, ૬

( વાલા રૂમઝુમ કરતા કાંન એ લય ) પદ ૧

ઓરા આવોને સુંદીરશામ આપણ રમીયેરે
રૂડા પહેરાવું શણગાર પછી બેઉ મળીયેરે ૧
મારી લાગી તમસંગે પ્રીત શાંમ સોહાગીરે.
હવે શું કરશે સંસાર કોઇથી નથી બીતીરે. ૨
મારા હઇડા કેરા હાર પ્રીતમ પ્યારા રે
રહો એક ઘડી નવ દુર મુજથી ન્યારા રે ૩
મારે તમવીના જગમાંય નથી કોઇ વહાલુંરે.
જે જે જોઇએ તે મહારાજ લાવી આલુંરે. ૪
તારા છોગલીયામાં શામ મોહ્યું મન મારૂંરે.
લઇ સરવસ તન મન ધન તુજપર વારૂં રે ૫
આવો બેચરદાસના શામ છોગલાં મેલીરે
મુને ગમે નહી કંઇ કામ થઇ છું ઘેલીરે. ૬

પદ ૨

સખી ભાદરણમાં ભગવાન જુવોને ખેલેરે.
વાલો ગોપગોપીની સંગ રંગમાં રેલેરે ૧
મારા મનમાં થયો આનંદ ગઇતી જોવારે.
વાલે કીધો નૌતમ ખેલ મારૂં મન મોવારે. ૨

વાલે ગોપગોપીને આજ રંગે રમાડયાંરે,
મીઠુ મીઠુ બોલી મારાં મન ચીતડાં ચોર્યાંરે ૩
મુને રસબસ કીધી કાન રંગમાં રોળીરે.
પ્રેમે કરી લીધું ચુંબન સાડી તાણીરે. ૪
મારો પકડયો પ્રેમે હાથ હસી બોલાવીરે,
મુને જમાડયાં ભોજન બહુ પ્રેમ લાવીરે. ૫
મારા પુન્યતણો નહી પાર મહાસુખ આપ્યુંરે.
બેચરદાસ કહે મહારાજ દુઃખડું કાપ્યુ રે. ૬

પદ ૩

તારા મુખડાની મોહન માયા લાગી રે
મેંતો લોકડીયાંની લાજ સરવે ત્યાગીરે ૧
મેંતો બાંધી તમ સંગે પ્રીત શામ સોહાગીરે
વાલા તમ સંગ રમવા કાજ લજા ત્યાગીરે. ૨
તારૂં રૂપ અલૌકીક શામ મોહ્યું મન મારૂંરે
નાખું તન મન ધન કુરબાન સર્વસ વારૂંરે ૩
આવો આવો પુરૂષોતમરાય એકાંતે મળીયેરે
તમને મળ્યાના કોડ વાતુ કરીયે રે ૪
રૂડા મનગમતા મહારાજ ભોજન જમાડુ રે.
મારા રૂદીયાપર મહારાજ રંગે રમાડુ રે ૫
તમે મહેર કરી મહારાજ મુજ ઘેર આવોરે
બેચરદાસના પ્યારા આજ હસી બોલાવોરે. ૬

પદ ૪

સખી આવોને મારે ઘેર આવ્યા ગીરધારીરે.
કરી લોને પ્રેમે દરશન લોને લાવ ભારીરે ૧

રૂડા જરીયાંની શણગાર પેર્યા છે ઉમંગેરે
સખી રૂમઝુમ કરતા આજ આવ્યાછે આનંદેરે ૨
આવ્યા મહેર કરી મારે ઘેર મુજને મળવારે.
કંઠે શોભે છે સુંદીર હાર જોયા જેવારે ૩
વેલા વેલા મેંતો મહારાજ પલંગ પધરાવ્યારે
મેંતો કર્યાં બહુ સનમાંન મોતીડે વધાવ્યારે. ૪
મેંતો ભાતભાતનાં ભોજન કરીને જમાડયારે
મુને વાધ્યો અતી ઉમંગ ખોળામાં બેસાર્યોરે ૫
મેંતો રાખ્યા કરી બહુ વાલ સેજ સમારીરે.
રમ્યા રંગભેર સારી રાત બેચર બલીહારીરે. ૬

( જનુની જીવોરે ગોપી ચંદની એ લય )

સુખ નહીરે પ્રભુ સુખ નહી નહીં પરણ્યામાં સુખજી
કઠણવચન સહેવાં પડે વાગે તીર સમાનજી સુખ૦ ૧
જાજાંર તોડા લાવો તમે જોઈએ મેડીઓને મહેલજી
હાથનાં કડાં સોના બંગડી માંહી માણેક જડાવોજી સુખ૦ ૨
કામ કરી થાકયો ઘેર આવે માગે નાવાને જળજી
શુંરે હીરા કમાઇ લાવીયો કરે આવડું તું જોરજી. „ ૩
જમવા બેસે ત્યારે ગળે છરી કરે રોસ અપારજી.
ખાધું પીધું કેમ ઉતરે ભુખ્યો તરસ્યો જાયજી „ ૪
ઘરની સ્થીતી જાણે નહી કરે નીત્ય કલેશજી
માને નહી કોઇનું કહ્યું દે છે ગાળો અપારજી „ ૫
એક ઘડી સુખ કારણે વેઠે જીંદગી દુઃખજી
ગુલાંમ થઈ રહેવું પડે કહે બેચર દાસજી. „ ૬

પદ ૨

ભજન કરીલે તું ભાવથી ફરે શીરપર કાળજી
એક ઝડપમાં લઈ જશે આવે નહી કોઇ સાથજી ભજન૦ ૧
અનેક જન્મ ધરી ધરી વેઠયાં દુઃખ અપારજી.
ભજ્યો નહી ભગવાનને વેઠયો જમ કેરો મારજી ,, ૨
મોટો થાવા મનમાં ફર્યો કીધો ડોળ અપારજી.
પાપ કરતાં પાછું નવ જોયું કરી હીંસા અપારજી. ,, ૩
મારૂં મારૂં કરતો મુરખ લુંટી લાવે ધનમાલજી.
ગરીબને કલ્પાવતાં જન્મ ખોયો અફળજી ,, ૪
જુવાની કેરા જોરમાં કીધાં દુષ્ટનાં કામજી
કર્મ કોટે બાંધ્યાં ઘણાં વીચાર્યું નહી મંનજી ,, ૫
ગુણ ગાયા નહી ગોવીંદના સેવ્યા નહી સદગુરૂજી
બેચરદાસ કહે ભજી લેને માની લે કહ્યું મારૂંજી ,, ૬

પદ ૩

લાભ ઘણોરે ભાઈ લાભ છે હરી ભજવામાં લાભજી
અંતરસુખ આવે ઘણું શાંતિનો નહી પારજી લાભ૦ ૧
સુતવીત દારા સગાં સહુ સ્વારથનાં છે સંબંધજી
અંતે છોડી જાવું એકીલા સાથે પુન્યને પાપજી ,, ૨
આવો અવસર ફરી નહી મળે પ્રભુ પ્રગટ આજજી
માન મોટાઈ તજો મમતા જાવો શરણમાં પાસજી ,, ૩
અક્ષરધામેથી આવીયા કરી કૃપા અપારજી
પુરૂષોતમરૂપે વીચરે આપે અમૃત સુખજી ,, ૪
નીજ ભકતને કારણે બાંધ્યાં ભાદરણ ધામજી
ભજન કરવા અખંડ ત્યાં ભારે મેળો ભરાયજી ,, ૫

દેશોદેશથી હરીજનો આવે નર ને નારજી
પાંચ દીવસ કરે ભજન સહુ દેખે દાસ કહે ધામજી. „ ૬

પદ ૪

સેવ્ય હરી સાચા સંતને મળે સુખ અખંડજી
જન્મ મરણના દુઃખથી મુકાવે આવી આજજી સેવ્ય૦ ૧
અનેક યોનીમાં જન્મવું મરવું વારંવારજી
લખચોરાસીમાં ફરી ફરી આવ્યો નહી કંઇ અંતજી „ ૨
સુખદાયક છે શ્રી હરી સાચા સંત પ્રગટજી
પાસે જઇ પ્રીતી કરને ટાળે દુઃખ તમામજી. „ ૩
સર્વ શાસ્ત્રનો એ સાર છે સત્ય મુરતી છે સંતજી
જેથી પરમપદ પામીયે આપે મહા મુકિત આજજી „ ૪
મેર કરી ધણી આ સમે થયા પ્રગટ આજજી
સુખ આપે નર નારીને દેખાડે દીવ્ય ધામજી „ ૫
પ્રગટ સમાધીને પરચા પ્રગટ દે દરશનજી
આવો લાભ ફરી નહિ મળે કહે બેચરદાસજી „ ૬

[ આવો આવો સકળ વ્રજનારીરે એ લય )

ભાદરણમાં ખાંતીલો શામ ખેલેરે રમે સખા ને સખીઓની ભેળેરે
વાલો થેઇ થેઇ નાચ કરે છેરે રૂડાં કરનાં તે લટકાં ધરે છેરે ૧
સામાસામી તે પાડેછે તાળીરે રમે રાસ રાધા ને વનમાળીરે
તાળી પાડે ને ઘુઘરી ઘમકેરે મન મોહી ગયું છે એને ઠમકેરે ૨
માઝમરાતે તે વેણુ વગાડીરે આવી ગોપીઓ દોડી દોડીરે
રમે ગોપી ઉમંગે વેલીવેલીરે જોઇ પુરૂષોતમને થઇ ઘેલીરે ૩

ભાન ભુલીછે રસીયાને સંગેરે સમાધીમાં પુરૂષોત્તમને વળગેરે
એને જોઇ જગત દોષ લેછેરે જીવ અજ્ઞાની નીંદા કરેછેરે ૪
નાચે કુદે સમાધીમાં બહુરે મૈયારણ બને છે શું કહુંરે
માથે મટુકી લઇ મૈયારીરે દુધ કાનાને પાય પ્યાલા ભરીરે ૫
મુખે વર્ણન શું કહી દાખુંરે જોઇ જોઇ દાસ કહે હરખાવુંરે
કરે ખેલ અલૌકીક બહુરે સમાધીમાં નાચે શું કહુંરે. ૬

( આજે ગઇતી કાળંદરીને તીરરે એ લય )

ઓરા આવોને રસીઆ શામરે મોહ્યું મન મારૂં રે
તારા નામ ઉપર કુરબાનરે સર્વસ વારૂં રે ૧
તારી છબી અલૌકીક જોઈ રે મન મારૂં મોહ્યુંરે
મુને ગમે નહી હવે કોઇરે ચીતડું પરોયું રે ૨
છોગાંવાળા મનોહર છેલરે પ્રીતમ પ્યારા રે
આજ વાળીછે રંગડાની રેલ્યરે જીવન મારા રે ૩
મીઠા મીઠાં લાગેછે તારાં વેણુરે મહા સુખકારીરે
મારી લગની લાગીછે દીન રેણુરે કુંજ વીહારીરે. ૪
આવો આવો પુરૂષોતમ રાયરે મુજ મોહોલે આવોરે
હું તો જીવું છું જોઇ મુનીરાયરે હસીને બોલાવોરે ૫
વાલા રૂમઝુમ કરતા આજરે આવો રંગ લેરીરે
મારા મનગમતા મહારાજરે ફુલહાર પહેરીરે ૬
તમ સારૂં તજ્યું ધન ધામરે લોક લજા મેલીરે
મારો હેતે ઝાલ્યો છે તમે હાથરે નવ દેશો મેલીરે ૭
મારા નેણામાં નાથ હમેશરે દરશન દેજોરે
નીજ સેવક બેચરદાસરે એકાંતે આવી કેજોરે ૮

પદ ૨

લાગી લાગી લગન તુજ સાથરે ગીરીવરધારીરે
તારી મુરતી આવીછે મારે હાથરે ન મેલું ઘડી ન્યારીરે ૧
મેંતો બાંધી છે સાચી પ્રીતરે તોડી કેમ તુટેરે
થઇ જગમાં અલૌકીક જીતરે વાટે ને ઘાટે રે ૨.
મારા પુન્યતણો નહી પાર રે તમસંગે મળતાં રે
હુંતો તરી ગયો સંસારરે જીવન જોતાં રે ૩
આજ મહેર કરી મહારાજ રે અઢળક ઢળીયારે
મુને ભાદરણ ગામે આજરે પ્રેમથકી મળીયારે ૪
મારાં સગાં કુટુંબી સહુ કોમરે કાનુડાની કેછે રે
મારૂં મન રહ્યું છે મોહીરે પુરૂષોતમ પાસે રે ૫
મારે આનંદ અંગ ન માયરે થઇ હુંતો ઘેલી રે
મુને ભેટયા છે ભુદરરાયરે એ મારી હેલી રે. ૬
જાગી જાગી નીંદ્રામાંથી આજરે જબકીને જાગીરે
જોયા દીવ્યરૂપે મહારાજરે થઇ બડભાગી રે ૭
વાગી વાગી અલૌકીક આજ રે નોબત વાગી રે
કહે બેચરદાસ મુનીરાજરે થઇ અનુરાગીરે ૮

( માણકીએ ચઢયારે મોહન વનમાળીરે એલય )

કહે ભગવાન સુણો મારા સંત મારા મોટેરા મોટેરા મુકત કહે૦
ઋખી નરનારાયણ ભગવાન કરે તપમોટું બદ્રીકાશ્રમ
હરીભકત સારૂ કરે નીશદીન. „ ૧
તેનું ફળ પ્રગટના ભકતને મળશે સમૈયામાં ભાદરણ આવે તેને ફળશે
કરે સાધન થોડું ને ફળ ઘણું મળશે. કહે૦ ૨

સમેચો ચુકે તેનો ભાગ જાશે રહે ઘેર તેનો ભાગ વહેંચાશે
હશે હાજર તેને ભાગ મળશે. કહે૦ ૩
ઋષીના પ્રતાપથી ઐશ્વર્ય મળશે આલોકતણા દુઃખ સર્વે ટળશે
મનના મનોરથ સિદ્ધ થાશે. કહે૦ ૪
ધર્મ જ્ઞાન વૈરાગ્યને શુભભકિતપામે વૃદ્ધિ મળે એકાંતીક મુકિત
ટળે જન્મમરણ જીવનમુકિત. કહે૦ ૫
પીંડના પ્રભુજીને તમે પામો આલોક તણાં દુઃખ સર્વે વામો
અખંડ અવીનાશી સુખને પામો. કહે૦ ૬
જગમાંહી રાજ્ય તમારૂંરે થાશે જેવું તમે ઇચ્છો તેવું બની જાશે
કહે બેચરદાસ પ્રેમથી પુંજાશે. કહે૦ ૭

ચોપાઇ

રૂસ્તમના પરચાની વાત સાંભળજો શાણા સાક્ષાત
સાધી જેનુ રૂડું ગામ મળીઆ પુરૂષોતમ ભગવાન ૧
નયણે નીરખ્યા શ્રીમહારાજ પામ્યો શાંતિ સુધર્યાં કાજ
તેના બાપે જાણી વાત રૂસ્તમને પુછ્યુ ભલી ભાત ૨
શું જોઇ આવ્યો ભાદરણુભાઈ સાચા અલ્લાસાહેબ અહી
રૂસ્તમ કહે માની લો વાત ભાદરણમાં અલ્લા સાક્ષાત ૩
રૂસ્તમ તું તો ભરમાઇ ગયો મુસલમાન મટી હિન્દુ થયો.
મુકી દેને તું તો ભાઈ નાતજાતમાં આબરૂ ગઇ ૪
રૂસ્તમ કહે સાચી છે વાત દેછે દરશન પ્રભુ સાક્ષાત
બે ચાર માસ એમ વીતી ગયા મોલ્વી સાહેબ ત્યાં આવીયા ૫
તેના બાપે કીધી વાત સુણો મોલ્વી સાહેબ ફરીઆદ
મારો દીકરો રૂસ્તમ નામ ભજે પુરૂષોતમ ભગવાન ૬

માટે તેને સમજાવો શાસ્ત્ર આપણાં ભણાવો.
રાખો સાથે લઇ જાવો તમે સમજાવી રાખો ઘરમમે. ૭
મુકી દે રૂસ્તમ આ વાત ખુદાતાલા છે સાક્ષાત
દોજકમાં તું પડશે ભાઈ બોલ્યા મોલ્વી સાહેબ તહીં ૮
મારી સાથે મુંબઇ શહેર જમી રમીને કરજે લેર.
રૂસ્તમને મુંબઇ લઇ ગયા થોડા દીન એમ વીતી રહ્યા ૯
મોલ્વી સાહેબ રૂસ્તમને નીત્ય ભણાવે મસીદમેં
નોકરી કરને તુંતો ભાઈ અપાવું સ્ટીમરમાં જઇ ૧૦
કામ શીખીને થા હુશીયાર તુજને મળશે સારો પગાર
નક્કી વાત રૂસ્તમને ગમી તેના દીલમેં વાતજ રમી. ૧૧
અંતરજામી મનની વાત જાણે છે પોતે સાક્ષાત
રૂસ્તમને લેવાને કાજ આવ્યા પુરૂષોતમ મહારાજ ૧૨
જરીયાંની પહેરી પોશાક શીરપર ટોપી ઝાકમઝાક
મસીદમાં આવ્યા ભગવાન દેવા રૂસ્તમને દરશન ૧૩
ઉઠને રૂસ્તમ મારી સાથ બોલ્યા પુરૂષોતમ સાક્ષાત
દીઠા પુરૂષોતમ સુખધામ રૂસ્તમે જોયા સુંદીર શામ. ૧૪
બોલ્યા પુરૂષોતમ કરી પ્યાર ચાલને રૂસ્તમ ન કર વાર
આધી રોટી મળતી હોય આખી ખાવા ન જવું ત્યાંય ૧૫
ઘેર બેઠાં આધી રોટી ખાવો આખી ખાવા શીદને જાવો
પુરશે પુરૂષોતમ મન કામ ભજી લોને ઘેર બેઠાં શામ ૧૬
સુણી રૂસ્તમ પ્રભુની વાત ચાલ્યો પુરૂષોતમ સંગાથ
પાછળ આવે મોલ્વી સાથ રૂસ્તમને જોયો સાક્ષાત ૧૭
મોલ્વીથી બોલાયું નહી આવ્યા સ્ટેશન પર તે જોઇ
સાથે પ્રભુ રૂસ્તમને લઈ ટીકીટ લઈ બેઠા ગાડી મહી ૧૮

રૂસ્તમને જુવે મોલ્વી નવ બોલાયે તેના થકી
સાથે સાથે ચાલ્યો તે પ્રભુની સાથે આવ્યો એ ૧૯
એકજ ડબામાં બેઠા જઈ પુરૂષોતમને રૂસ્તમ તહી.
સાત આઠ સ્ટેશન ભેગા રહ્યા પછી પુરૂષોતમ અદ્રશ્ય થયા. ૨૦
નજર ચુકીને ન દીઠા નાથ જોવા ઉતર્યો તે ભલી ભાત
ડબે ડબે તપાસી વળ્યો નવ દીઠા પ્રભુ પસ્તાયો ૨૧
આવ્યા દીવ્યરૂપે મહારાજ મુજને તેડવા સારૂ આજ.
ધન્ય ધન્ય મારાં શું કહું ભાગ્ય દીધાં દરશન મુજને આજ ૨૨
આવ્યો રૂસ્તમ સાથીગામ તેડી લાવ્યા મુજને શામ.
તેના બાપને વાતજ કરી તેડી લાવ્યા મુજને હરી ૨૩
પરચો મુજને ભારે થયો આનંદ ઉરમાં મારે વસ્યો.
તેડી દાસને લાવ્યા ઘેર પુરૂષોતમે કીધી મહેર. ૨૪
મોલ્વીએ જાણ્યું મનમાંય રાત્રે આવ્યા કેમ કરી આંય
મેંતો તેહને નવ જોયા આવ્યા રૂસ્તમને લેવા. ૨૫
શી રીતે પ્રભુ તેડી ગયા મોલ્વી મનમાં ગુંચાયા.
તાળાં મહીલાં તુટી ગયાં નજરે આગળ મેં જોયાં ૨૬
આતો ભારે છે ભાઇ વાત રૂસ્તમને મળીયા સાક્ષાત
ભારે પરચો મુંબાઇ થયો રૂસ્તમને પ્રત્યક્ષ દેખાયો ૨૭
મહીમા પ્રભુનો શું ઘણો કહું અનેક પરચા પુરે બહુ
દીવ્ય રૂપે જઇ પુરે કામ દે છે દરશન સુંદીરશામ. ૨૮

રાગ કલ્હાર્લા

મળી જે સંતની મુરતી પ્રગટ ચીંતામણી એ છે
પ્રગટ ચીંતામણી એ છે પ્રગટ ચીંતામણી એ છે.

રહ્યા અખંડ ઘટ વ્યાપી સ્વયં પોતે પ્રકાશીને
સેવીલો સત્ય છે સ્વામી સ્વયં પોતે પ્રકાશીને ૧
કરી લો ભાવથી ભકિત મળીલો મનને સોંપી
મુકાવે કાળ બંધનથી પ્રગટ ચીંતામણી એ છે. ૨
હજારો છે ગુરૂ જગમાં હરે છે ધનને માયા
નહિ બ્રહ્મરૂપસ્થિતીમાં પ્રગટ ચીંતામણી એ છે. ૩
સમાધીમાં લઈ જાવે અને લાવે વળી દેહમાં
એવો તે એક નર લાવો પ્રગટ ચીંતામણી એ છે. ૪
જોઈ આવે સમાધીમાં અખંડ આનંદને શાંતિ
દેખે છે દીવ્ય મુરતી ત્યાં પ્રગટ ચીંતામણી એ છે ૫
પ્રભુની હોય જ્યાં મુરતી સમાધી ત્યાંજ દેખાયે
નથી બીજે જુવો શોધી પ્રગટ ચીંતામણી એ છે ૬
પ્રગટ અશ્વર્ય પ્રગટ પરચા પ્રગટ પ્રતાપ સ્વામીનો
કરે છે રક્ષા ભકતોની પ્રગટ ચીંતામણી એ છે. ૭
જુવોને જાગીને આજે જ્યાંને ત્યાં શીદ કુટાવો.
અલભ્ય લાભ લઈલોને પ્રગટ ચીંતામણી એ છે. ૮
ઘણા પુન્યે મહા ભાગ્યે મળે છે પ્રગટની મુરતી
શરણમાં આવે તો તારે પ્રગટ ચીંતામણી એ છે. ૯
અનંત ભકતને માટે ફરે કલ્યાણ કરવાને
કરે પાવન ભુમીમાં પ્રગટ ચીંતામણી એ છે. ૧૦
કીધી કૃપા બહુ આજે થયા પ્રગટ ભાદરણમાં
કહે છે દાસ કર જોડી પ્રગટ ચીંતામણી એ છે. ૧૧

રાગ ચોપાઇ

ધન્ય ધન્ય સોમાભાઇ નામરે જેનું પલાણા છે રૂડું ગામરે
રહે ભરૂચમાં પ્રેમ કરીરે સ્વામીનારાયણ ભજે હરીરે ૧
જાય દરશને મંદીરમાંહીરે થાય મનમાં સંકલ્પ ત્યાંહીરે
પ્રગટ વીના કલ્યાણ નથીરે સુણયાં સર્વે શાસ્ત્રમેં મનથીરે ૨
મારૂં કલ્યાણ તે કેમ થાશેરે પ્રગટ મુરતી મુને કયારે મળશેરે
એમ નીત્ય નીત્ય દીન જાય રે નીશદીન સંકલ્પ થાયરે ૩
ગામ ભાદરણ છે ભગવાનરે થયા પ્રગટ પુરૂષોતમનામરે
એવું મનમાં નીત્ય થાય રે હશે કે નહીં મન મુંજાયરે ૪
પ્રતિમાને ભજે નહી કલ્યાણરે જાય મંદીરમાં દરશનરે
ગયા મંદીરમાં દરશન કરવારે પ્રેમ ઘણો પ્રગટને મળવારે ૫
બોલી વાસુદેવની ત્યાં મુરતીરે જાને ભાદરણ તું પ્રેમથકીરે
પ્રત્યક્ષપ્રમાણ ભાદરણમાંહીરેરહુ અખંડ પુરૂષોતમમાંત્યાંહીરે ૬
અહીં તારૂં કલ્યાણ નહીં થાશેરે જાને ભાદરણ તું હુલાશેરે
બોલી પ્રસન્ન થઇને મુરતીરે થયો આનંદ સોમાભાઇને ત્યાંથીરે ૭
આવ્યા સમેયે ભાદરણ ગામરે જોયા પુરૂષોતમ સુખધામરે
મળ્યા પ્રભુને નીશ્ચય થયોરે હતો સંશય તે દુર ગયોરે ૮
કહી હરીજનને આ વાતરે બોલી મુરતી કહ્યું સાક્ષાતરે
એમ પ્રગટ થઇને કેછેરે પ્રેમીજનને દરશન દે છેરે ૯
થાય પરચા ઘેરે ઘેરરે કરી પુરૂષોતમે બહુ મેરરે.
થયો પરચો ભરૂચ ગામરે સોમાભાઇ છે જેનું નામરે ૧૦
કહી પરચાની રૂડીવાતરે રાખો અંતરમાં સાક્ષાતરે
થાય પ્રગટ પરચા અપારરે કહે બેચર ધન્ય અવતારરે ૧૧

( આવોને મારા રઠીઆળા એ લય )

આવોને મારા રૂમઝુમ કરતા લેરીરે
વાલા તમારી મુરતી લાગે પ્યારીરે આવોને૦

કામ ને કાજ ભુલી ઓ અલબેલારે
તનડુ તલખે આવો વેલા વેલા રે ,, ૧

શુંરે કીધું મન હરી લીધું વાલા રે
લોક તમને કહે છે કામણવાળા રે

મીઠું મીઠું બોલી માયા લગાડીરે
સુતાં સુતાં આવી મુજને જગાડીરે ,, ૨

આવોને મળીયે આવોને મળીયે પ્રેમ કરી મહારાજરે
રમીયે જમીયે રમીયે જમીએ એકાંતે જઇ આજરે ,, ૩

અહા તારૂં લટકું ધન્ય તારૂં લટકું ભુલી હુંતો ભાનરે
વાહ તારો ઠમકો જોઇ થાય સણકો પુરૂષોતમ ભગવાનરે ,, ૪

આવો મારા વાલા આવો મારા વાલા ગોપી વાટ જુવેછેરે
નાચો મારા વાલા નાચો મારા વાલા રાધાજી બોલાવેરે ,, ૫

બીતી નથી વાલા બીતી નથી વાલા શું કરશે સંસારી
મારે માથે સ્વામી મારે માથે સ્વામી પુરૂષોતમ ગીરધારીરે ,, ૬

ફાવે તેમ બોલે ફાવે તેમ બોલે હું ગણું તરણા તોલેરે
આવો મારા વાલા આવો મારા વાલા રંગે રમીયે જોડેરે ,, ૭

દરશન દેજો દરશન દેજો બેચરદાસને દાડીરે
હું તો તમારી હું તો તમારી ચરણ કમળની દાસીરે ,, ૮

( કર પ્રભુ સંઘાથે દ્રઢ પ્રીતડીરે એ લય ) પદ ૧

પ્રભુ પ્રગટ થયાછે આ સમેરે પુરૂષોતમ સુખના ધામ પ્રભુ૦
ચાલો ચાલોને દરશન કરવારે પ્રભુ નીરખીને થાશો પાવન ,, ૧
શીદ ફરોછો બીજે માથુ કુટાવારે જુવો આંખ ઉઘાડી આજ ,, ૨
આવ્યા ભકતનાં કલ્યાણુ કરવારે બાંધ્યાં ભાદરણ રૂડાં ધામ ,, ૩
ચાર સમેયે સંઘ ભરાય છેરે આપે સંતોને સુખ અપાર ,, ૪
સમાધીમાં ભાન ભુલી જાય છેરે દેખે પ્રકાશમાં ભગવાન ,, ૫
માન મુકોને આવો મળવારે આવે ભવસાગરનો અંત ,, ૬
ફરી ફરી આવો લાભ નહી મળેરે ભજી લોને ભાવે નરનાર ,, ૭
વાલો અક્ષરધામેથી આવીયારે કહે બેચર ધન્ય અવતાર ,, ૮

પદ ૨

અમે નીશ્ચય કર્યો દ્દઢ મનથીરે નહી ડરીએ કોઈથી આજ અમે૦
મારાં પુન્ય પુર્વનાં પ્રગટયાંરે મળ્યા પુરૂષોતમ ભગવાન ,, ૧
મારે અંગે આનંદ ઉભરાયછેરે મારૂં પુરણ થયું કલ્યાણ ,, ૨
મારાં સગાં કુટુંબી હાંસી કરેરે લેછે અવગુણ અભાગીયા કોક ,, ૩
મેં તો ભાવે ભેટયા ભગવાનનેરે મારા ટળ્યા ત્રીવીધીના તાપ ,, ૪
કામક્રોધને મારી નસાડીયારે મોહ માયાને માર્યા છે માર ,, ૫
મન હરી લીધાંરે ચીત્ત ચોરીયાંરે સુધબુધ ભુલ્યો આવાર ,, ૬
મારાં દુઃખ ગયાં બહુ દીનનાંરે આપ્યાં અમૃત સુખ અપાર ,, ૭
વાલે આપ્યો પ્રસાદ મુને પ્રેમથી રે ઇચ્છે બ્રહ્મા વારંવાર ,, ૮

પદ ૩

ધન્ય ધન્ય આ ભાદરણ ગામનેરે પ્રગટયા પુરૂષોતમ ભગવાન. ધન્ય૦
વાલો ફરે બજારને શેરીએરે દે છે દરશન કરણા નીધાન ,, ૧

મનુષ્ય લીલા કરી ભરમાવતારે કરે ચરીત્ર વારંવાર ,, ૨
એની રીત અલૌકીક જોઇનેરે મોહી રહ્યાં સહુ નર નાર ,, ૩
ગામે ગામથી દરશન આવતારે સ્થીર થઇ જાયે નર નાર ,, ૪
રાસ રમાડે છે વાલો પ્રેમથીરે થાય સમાધીમાં ચકચુર ,, ૫
ધન્ય ધન્ય જેણે આજ નીરખ્યારે તેનો સુફળ થયો અવતાર ,, ૬
નોતી દીઠીને નોતા સાંભળીરે એવી રીત ચલાવી આવાર ,, ૭
એની દીવ્ય અલૌકીક મુરતીરે નીરખે દાસ કહે બેડો પાર ,, ૮

પદ ૪

આવો સંતસમાગમ નહી મળેરે ભજીલોને ભાવે ભગવાન આવો૦
મહા મુકત મોટા મોટા આવીયારે જેના દરશનથી દુઃખ જાય ,, ૧
વાલે સત્સંગ બહુ વધારીયોરે સ્થાપ્યો ઉત્તમ એકાંતીક ધર્મ ,, ૨
નાનાં મોટા સહુ ધામ દેખતાંરે દેખે દીવ્ય મુરતી સુંદીર ,, ૩
આજ અવીનાશી અઢળક ઢળ્યારે થાય ઘેરે ઘેર દરશન ,, ૪
પુરૂષોતમરૂપે વાલો ફરતા રે દે છે ભકતને દીવ્ય દરશન ,, ૫
જ્ઞાનસ્થિતી કરાવી આ સમેરે આપ્યું મહામોટું વિજ્ઞાન ,, ૬
આજ અમુલ્ય અવસર આવીયોરે લોને લાવો અલૌકીક આજ ,, ૭
આજે કલ્યાણનો ડંકો વગાડીયોરે બેચરદાસ કહે આવાર ,, ૮

( આવજો આવજો જુમના ઘાટ ત્યાં મળીશું. )

આવજો આવજો મારા લાલ ઘેર મળીશું.
ઘેર મળીશું કે વાલા રંગ રમીશું. આવજો૦
એકીલા આવજો ને કોઇ ન લાવશોરે
આવજો આવજો મારા લાલ મળીશું કાલ ઘેર મળીશું ,, ૧
શણગાર સજાવજોને પીતાંબર પહેરજોરે
આવજો આવજો મારા લાલ મળીશું કાલ ઘેર મળીશું. ,, ૨

સોનેરી પાઘમાં તોરા જુકાવજો રે
આવજો આવજો મારા લાલ મળીશું કાલ ઘેર મળીશું ,, ૩
હીમકડાં સાંકળાં ને બાજુ બંધાવજોરે
આવજો આવજો મારા લાલ મળીશું કાલ ઘેર મળીશું ,, ૪
ટુંપીઆ ઉતરીઓને કુંડળ લટકાવજોરે
આવજો આવજો મારા લાલ મળીશું કાલ ઘેર મળીશું ,, ૫
ગજરા બંધાવજો ને હાર રૂડા પહેરજોરે
આવજો આવજો મારા લાલ મળીશું કાલ ઘેર મળીશું ,, ૬
ચંદન ચરચાવજોને અત્તર લગાવજોરે
આવજો આવજો મારા લાલ મળીશું કાલ ઘેર મળીશું ,, ૭
ગાતા વાતા આવજોને બંસી બજાવજોરે
આવજો આવજો મારા લાલ મળીશું કાલ ઘેર મળીશું ,, ૮
વેલા પધારજોને બેચરદાસના લાલ
આવજો આવજો મારા લાલ મળીશું કાલ ઘેર મળીશું ,, ૯

( આવો આવો સકળ વ્રજનારીરે એ લય )

મધરાતે માવાની વેણુ વાગીરે હુંતો જબકીને એકદમ જાગીરે
હુંતો ગઇતી જુમનાજીને ઘાટેરે વાલો સામા મળ્યા આવી વાટેરે ૧
મારી મહીની મટુકી લીધી હાથેરે ઉભા અલબેલો ખાલી વાટેરે
હું તો વાત કરૂંછું છાનીમાનીરે વાલો વાત પુછે મુને પ્રેમનીરે ૨
તમે રોકો નહી અલબેલારે મુજ સામું જોઇને થયા ઘેલારે
મુને વાલે એકલડી જાણીરે મારી નવરંગ સાડી તાણીરે ૩
રહો વેગળા ઓ અલબેલારે કેમ ફાટી ગયા છેક ઘેલારે
ગુમ વાતો ચાહન નવ કરીયેરે વાલા સાનમાં સમજી લઇએરે ૪

મને જવા દો કોઈ વાત કરશેરે મારી ફજેતી ઘેર ઘેર થાશેરે
તમે નીર્લજને નહી લાજરે વારે વારે શું કહીએ રાજરે ૫
તમે કયારના થયા છો પ્રભુ દાણીરે મેં તો વાતુ તમારી જાણીરે
તમે જાણો છો રાસની રીતરે પ્રેમ કરી મળીશું ખાંતેરે ૬
મીઠું બોલીને મન હરી લીધુંરે જોતા જોતામા ચુંબન કીધુંરે
હુંતો પ્રેમનેવશ થઈ ગઈરે બેચરદાસના સ્વામી મળ્યા તહીરે ૭

( લટકાળા તારે લટકેરે એ લય )

સર્વે કર્યું પ્રભુનું થાયરે પુરૂષોતમના બ્રહ્માંડમાં
એમાં કોઇનું ચાલે નહી જરાયરે ,, ૧
નીજભકતને સુખ દુઃખ આવેરે ,,
હરીઇચ્છાથી આવે ને જાવેરે ,, ૨
હરી પધારે હરીજનને ત્યાંરે ,,
કોઈ દીન માર ખાય છે ખાંતેરે ,, ૩
હરી સમરથ જરણા કરતારે ,,
જેમ ઘટે તેમ પગલું ભરતારે ,, ૪
જે જે દીવ્યભાવ દેખાય છે રે ,,
વળી મનુષ્ય જેવા થાય છે રે ,, ૫
માટે પુરૂષોતમનું કર્યું સર્વ થાયછેરે ,,
અનંતકોટી બ્રહ્માંડે દેખાય છેરે ,, ૬
દાસ કહે હરીની ગતી ન્યારીરે ,,
એને સું જાણે સંસારી રે ,, ૭

( મારી લાડકડીની લજ્જાને સંભાળજોરે એ લય )

મારા લાલ હીંડોળે ઝુલે છે ઝુલાવજો રે
ધીમા ધીમા હીંચકા નાખી મુરતી ભાળજોરે

રાધાકૃષ્ણની જોડ બની છે રસીયા સાથે બની ઠણીછે
રૂપે રંભાના સરખી છે સીતા સરખી મનગમતી છે.
જોઇ શામ સુંદીરની છબી અંતરે ઉતારજોરે મારા૦ ૧
વારાફરતી ગોપીઓ જુલે મોહન મુરતી જોઇ ભાન ભુલે
કુળ મરજાદા જગની મેલે રસીયા સાથે રંગમાં રેલે
કીરતન ગાઇ મધુરાં આનંદરસ ઉભરાવજો રે
આ લક્ષ્મીવરની છબી દાસ કહે ઉતારજો રે ,, ૨

( વાગે છેરે વાગેછે વંદાવન એ લય )

ઝુલેછેરે ઝુલેછે ગોપી ઝુલાવેને હરી ઝુલેરે
એનો ઘોર ગગનમાં ગાજે છેરે ગોપી૦

ભાદરણ અક્ષરધામ મંડપમાં રાધા પુરૂષોતમ મહાલે છે. ,, ૧
બેઠાં છે જોડમાં રાધીકા ગોરી કુળની તે લજા મેલે છે. ,, ૨
શણગાર સજીને ગોવીંદ બેઠા રંગડાની રેલ્યુ વાળે છે. ,, ૩
સન્મુખ બેસી ગોપી જુલાવે જોતાં જોતાં ભાન ભુલે છે ,, ૪
આવીને બેઠાં લક્ષ્મીજી સંગમાં પ્યારાના પ્રેમમાં રાચે છે ,, ૫
રૂપેછે રંભા રતી સરખી કોટીકામ જોઇ લાજે છે. ,, ૬
વારાતે ફરતી ઝુલે છે રંગમાં સમાધીમાં ભાન ભુલે છે ,, ૭
જોઇલો જોઇલો રાધા પુરૂષોતમ પ્રત્યક્ષ દરશન આલે છે. ,, ૮
થયો અલૌકીક નાદ બ્રહ્માંડમાં ધ્વની ગગનમાં ગાજે છે. ,, ૯
આનંદસાગર ઉભરાઇ જાય છે મુખે તે મોરલી વગાડેછે. ,,૧૦
મોરલીને નાદે જન આવ્યા દોડી સુખના સમુદ્રમાં ઝુલેછે ,,૧૧
ધન્ય ધન્ય આજે ગોપીના પ્રેમને પ્રેમે પાતળીયો નાચે છે. ,,૧૨

[જાવો જાવો સીધાવો સુખે સલુણા શામજીરે એ લય]

મારા અક્ષરધામી સ્વામીને જુલાવજો રે
ધીમાધીમા હીંચકા નાખી હરીને રીજાવજોરે

આ હીંદોળાની શોભા સારી સોનેરી સરીયો છે રૂપાળી
મશરૂ ગાદી ફુલે બીછાવી બેઠા તે પર શ્રીવનમાળી
ધીમા ધીમા હીંચકા નાખી ગોપી ઝુલાવજોરે મારા૦ ૧
જોડમાં બેઠી રાધીકા ગોરી બીજી બાજુ લક્ષ્મી રૂપાળી
રૂપે રંભા છે રઢીઆળી જોતાં લાગે કામણગારી.
આ રાધા પુરૂષોતમનાં દરશન કરજોરે ,, ૨
આ નવલ હીંદોળે ઝુલે સ્વામી પુરણ પુરૂષોતમ બહુનામી
જોઇજોઇ ગોપીઓ આનંદ પામી ધન્ય ધન્ય મળીયા અક્ષરધામી
મારે રોમે રોમે આનંદ ઉભરાય છેજો મારા૦ ૩
ભાદરણધામે મોરલી વગાડી નાનાં મોટાં આવ્યાં દોડી
નૌતમ લીલા કરી દેખાડી ગોપીઓને આનંદ પમાડી
જોઇલો જોઇલો આવો લાભ જોવાનો નહી મળેરે ,, ૪
ભાવે ભાવે દરશન કરશે દરશન કરશે તે જન તરશે
જોઇ દુરીજન દાઝી મરશે જ્ઞાની જોઇજોઇને હરખાશે
આ પુરૂષોતમની છબી અલૌકીક ભાળજોરે ,, ૫
આ જરીયાની જામો સોનેરી સુંદીર ટોપી દીસે રૂપાળી.
બેચરદાસ કહે કલગીવાળી ગુલાબના હારે હદવાળી
જોતાં લાગે કામણગારી મોહ પમાડતીજો ,, ૬

( આજ ગઇ'તી કાળંદરીને તીરરે એ લય )

મોહ્યું મોહ્યું મોહનવર સાથરે મન મારૂં મોહ્યું રે
મેં તો આરે સંસારીયાનું સુખરે પળમાં ખોયુંરે. મોહ્યું૦ ૧
લાગી લાગી લગન તમસંગરે પ્રીતમ પ્યારારે
મુને લાગ્યો તમારો રંગરે જીવન મારારે ,, ૨

ઓરા આવોને રમીયે આજરે થઈ હુંતો ઘેલીરે
ગોપી આવીછે રમવા કાજરે લોક લાજ મેલીરે ,, ૩
સખી સુંદીર કીરતન ગાયરે રાસ રમે છેરે
હૈયે હર્ખ ઘણો ઉભરાયરે નાચ કરે છેરે ,, ૪
આવો આવો પુરૂષોતમરાયરે રાસ રમીયેરે
ગોપી વાટ જુવે મુની રાયરે પ્રેમ થકી મળીયેરે ,, ૫
આવ્યા રૂમઝુમ કરતા લાલરે રમે રંગ લેરીરે
એક ગોપીનો ઝાલી હાથ રંગમાં રેળીરે ,, ૬
બીજી ગોપીનો પકડી હાથરે કુદડી ફરે છેરે
પછી ઉભા રહે અલબેલરે પ્રેમે મળે છેરે ,, ૭
ગોપી રમતાં ભુલે દેહભાનરે થાય છે સમાધીરે
દેખે દીવ્ય રૂપે ભગવાનરે વાત ઘણી મોટીરે ,, ૮
પહેર્યાં જરીયાની શણગારરે શેલુ સોનેરી રે
વાગે ઝાંજરનો ઝમકાર શોભા ઘણેરી રે ,, ૯
રાસ રમે છે સુંદીર શામરે મોરલી વગાડી રે
દાસ કહે રમે ભગવાન આવ્યા સહુ દોડીરે ,, ૧૦

( લટકાળો લટકંતોરે આવે એ લય ) ગરબી

જોને સખી પેલો કામણગારો આવે છે લટકંતોરે
રંગે રંગાતો ને મોરલી વાતો જરા નથી શરમાતોરે જોને૦ ૧
દરશન દેતો ને કાંઈ એક કેતો આવે અમીરસ પાતોરે ,, ૨
મોતીની માળા ને તોરા રૂપાળા લાગેછે મુજને વાલોરે ,, ૩
ચાલ મારી બેની થઈ હુંતો ઘેલી મળીયે જઇ એકાંતેરે ,, ૪
દાસનો પ્યારો ને જીવન મારો છોગાળો છલકાતોરે ,, ૫

પદ ૨

છોગાળાનાં છોગલાં જોઇને મન રહ્યું મારૂં મોહીરે
સુધ બુધ ભુલીને થઇ હુંતો ઘેલી નવ ગમે ઘરમાંહીરે છોગાં૦ ૧
ચીત્ત મારૂં ચોર્યું ને મન મારૂં હર્યું કામણ કીધાં કાંઇરે ,, ૨
ઓચીંતો આવે ને મુજને બોલાવે રમાડે રંગમાંહીરે ,, ૩
દરશન દેતોને વાતુરે કરતો રૂપ જોઇને લોભાઇરે ,, ૪
દુરીજનીયાં દેખી નીંદા કરે છે વર્યા મેંતો વનમાળીરે ,, ૫
બેચરદાસનો સ્વામી શામળીઓ નીરમાની નીરમોહી રે ,, ૬

પદ ૩

લટકાળાનું લટકું રે જોઇને ગોપીઓ થઇ છે ઘેલીરે
કેડે ફરેછે ને આનંદ કરે છે કુળની લજ્જા મેલીરે. લટ૦ ૧
રાસ રમે રંગીલાની સાથે રસબસ થઇ વેલીવેલીરે ,, ૨
પુરૂષોતમને પ્રેમે નચાવે રમે છે રંગમાં હેલી રે ,, ૩
રંગીલાને રંગે રીઝાવે સુખ લે છે અલબેલીરે ,, ૪
લોકડીયાંની લજ્જારે મુકી વર્યા પ્રેમે વનમાળીરે ,, ૫
મળીયા બેચરદાસના સ્વામી આજ આનંદની હેલીરે ,, ૬

પદ ૪

રૂપાળાનું રૂપ જોઇને તન મન નાખું વારીરે
ન ગમે ખાવું ને ન ગમે સુવું કામને કાજ વીસારીરે રૂપા૦૧
ન ગમે ઘરમાં પીયુની સાથે વાલા લાગે ગીરધારીરે ,, ૨
શું રે કીધું સખી શું રે કીધું રે જોતાં જોતાં વનમાળીરે ,, ૩
ભાન ભુલી સખી ભાન ભુલીરે મુરતી મનોહર ભાળીરે ,, ૪
છાનો છાનો આવે ને મુજને બોલાવે એકાંતે ગીરધારીરે ,, ૫
રંગે રમાડે દાસનો વાલો આપે મહાસુખ ભારીરે. ,, ૬

( ઓરાં ઓરાંને આવો રેક એ લય )

ઓરા આવોને રમીએ રેક પુરૂષોતમ પ્યારા.
ખાંતે ખેલો ખેલાવો રેક જીવણજી મારા ૧
જોઇ મુરતી તમારી રેક થઈ હું તો ઘેલી
મારે મહોલે પધારો રેક હું છું એકલડી. ૨
આવો રૂમઝુમ કરતા રેક જુગતેથી જમાડું
જમો જીવન જમાડુ રેક કયાં સુંદીર લાડુ ૩
વાટ જોઇને વાલા રેક ઉભી છું અલબેલા
સુંદીર છોગલાં મેલી રેક આવોને વેલા ૪
સેજલડી સમારીરેક રમીશું એકાંત
બેચરદાસના વાલા રેક પધારોને પ્રીત ૫

( આવો આવો સકળ વ્રજનારીરે એ લય )

સમી સાંજે વાલાની વેણ વાગીરે આવી ગોપીઓ સહુ દોડી દોડીરે
વાલો થેઈ થેઇ નાચ કરે છેરે રૂડાં કરનાં તે લટકાં ધરે છેરે ૧
થઇ દીવાળીબાને સમાધીરે કાન્તીલાલ ઉઠયો ફાળ કુદીરે
જોઇતારામને થયો છે પ્રવેશરે નાચે સમાધીમાં કુદે બેસેરે ૨
બઈબાને સમાધી થઈરે કમુબેન સમાધીમાં ગઈ રે.
નાચે રસીલો રૂમઝુમ કરતારે પગનો ઠમકો કરી મન હરતારે ૩
આવી લક્ષ્મીજીએ નાથ પકડયારે પુરૂષોત્તમ હાથમાં આવ્યારે
સામાં લક્ષ્મીજીને પુરૂષોતમરે રમે આનંદમાં ઘનશામરે ૪
નાચ કરેછે ઠંમઠંમ કરતારે રંગડાની તે રેલ્યુ વળતારે
બીજી ગોપી આવીછે રમવારે પુરૂષોત્તમ સ્વામીને પકડયારે. ૫
કાન્તીલાલની શી વાત કહું રે જેને બ્રહ્મબળ આવ્યુ બહુરે
મારે કુદકોને જાય સામી ભીતેરે હાથ આવે તેને પાડી નાખેરે ૬

એક ગોપી સમાધી વાળીરે પછી કાન્તીલાલે તેને ઝાલીરે
સામા સામી કુદડી ફરે છે ખેલ અલૌકીક બહુ કરે રે. ૭
દશ પંદરને સમાધી થઇરે સારી રાત રંગમાં વહી ગઇરે.
બની એક ભરવાડણ મહીઆરીરે બોલે બોલી અલૌકીક ભારી ૮
ટઉકા મારી કાનાને બોલાવેરે ગાય દોહીને દુધડાં પાવેરે.
માથે કળસ મુકીને બેઉ ચાલેરે લે લે કાના આવીને દુધ પી લેરે ૯
એમ કર્યો અલૌકીક ખેલરે નાચ્યા કુદયા રંગે અલબેલરે
એકાંતીકનાં નાટકભારે બજવ્યાંરે નથી બીજે દાસ કહે આવાંરે ૧૦

પદ ૨

આજ નાવા ચાલ્યા ગીરધારીરે ચાલ્યાં આનંદથી નરનારીરે.
કેડે બેસારી હરી નવરાવેરે અત્તર તેલ કુલેલ લગાવેરે. ૧
પ્યાલા ભરી ભરી જળ રેડેરે વારાફરતી પ્રભુજીને તેડેરે
ધન્ય ધન્ય હરી નવરાવેરે રૂડાં કીરતન સખીયો ગાવેરે ૨
ધન્ય ગોપગોપી નરનારીરે જેના પ્રેમતણી બલીહારીરે
હૈયે હર્ખ ગોપીને નવ માય રે પ્રભુ જોઈ ઘેલાં થઇ જાયરે ૩
પ્રભુ નવરાવી આનંદ કરે છેરે રૂડા લાવો અમુલ્ય લેછેરે
જેના ભાગ્યતણો નહી પારરે હરી મળ્યાને ધન્ય અવતારરે ૪
ધન્ય ધન્ય સંતોનાં ભારે પુન્ય રે પ્રભુ નવરાવે ધન્ય ધન્યરે
કયાં જીવ ને પુરૂષોતમરે હાથ આવે નહી પરીબ્રહ્મરે ૫
રૂષી મુનીને જોગી સંન્યાસીરે થાકયા પંડીત પુરાણી જઇ કાશીરે
ભાગ્ય વીના એ વર નહી મળે રે સ્નેહવીના એ વર નહી ફળેરે ૬
એતો અવતારના અવતારીરે થયા પ્રગટ આજે દેહધારીરે
જોતાં જોતાં નહીં કળાયરે સંતસમાગમે ઓળખાયરે ૭

એની રીત જગતથીછે ન્યારીરે મોહ પામ્યો બ્રહ્મા જોઈ ભાળીરે
મોટા મોટાને નહી કળાયરે ઓળખાયતો ભવ તરી જાય રે ૮
આવ્યા ભકતનાં કલ્યાણ કરવારે પ્રેમીજનોને પ્રેમથી મળવારે
નીત્ય નૌતમ લીલા કરે છેરે જોઇ જોઇ જ્ઞાની સહુ ઠરે છેરે ૯
અતીદુર્લભ મનુષ્યદેહ મળ્યોરે મળ્યા પુરૂષોતમને ફેરો ફળ્યોરે
ઇચ્છે ઈંદ્ર બ્રહ્માદીક વારંવારરે મળે પ્રગટ દાસ કહે અવતારરે ૧૦

પદ ૩

ધન્ય ધન્ય આ ભાદરણ ગામરે મારે વાલે કીધો વીસરામરે
ધન્ય ધન્ય છે નરનેનારીરે જેને મળ્યા પ્રગટ ગીરધારીરે ૧
ધન્ય ધન્યછે ચઉટાને શેરીરે મારો વાલો ફરે નીત્ય લેરીરે
ધન્યધન્ય ભાદરણની ગલીયોરે મારો વાલો કાઢે નીત્ય હડીયોરે ૨
ધન્ય ધન્ય પશુ પંખી વેલીરે મારો વાલો દેખીને થઇ ઘેલીરે
ધન્ય જેણે જેણે જન્મ લીધોરે ધન્યધન્ય સુફળ જન્મ કીધોરે ૩
કરે ભાવે કભાવે દરશનરે તેતો થઇ જાય છે પાવન રે
કરી કૃપા પ્રગટથયા આજરે ફરે પુરૂષોતમરૂપે મહારાજરે ૪
મનુષ્યલીલા કરી ભરમાવેરે દીવ્યભાવ સમાધી કરાવેરે
આપે સમૈયામાં ઘણું સુખરે ટાળી નાખ્યાંછે માયીક દુઃખરે. ૫
નીત્ય નૌતમ લીલા કરે છેરે પ્રેમીજનોને પ્રેમે મળે છેરે
ગોપી કીર્તન રૂડાં ગાયરે જોઈ હરીવરને હરખાયરે ૬
ધન્ય ધન્ય છે ગોપી નારરે જેનાં પ્રગટયાં છે પુન્ય અપારરે
ધન્ય ધન્ય નવરાવે હરીનેરે ધન્ય લાવો લેછે સહુ મળીનેરે ૭
ધન્ય ભાગ્ય જેનાં નવરાવેરે જે હરીબ્રહ્માને હાથ ન આવેરે
જોગી વેરાગી તપ કરી થાકયારે પણ પુરૂષોતમ હાથ ન લાગ્યારે ૮

ધન્ય તેતો મુને સેજે મળીયારે મુજઉપર અઢળક ઢળીયારે
ધન્ય જેને મળ્યા જગરાય એવા સંતનાં મોટાં ભાગ્યરે ૯
કહે બ્રહ્મા મોટા ભાગ્ય જેનાંરે જેને મળીયા પુરૂષોતમ તેનારે
આવ્યા ભકતનાં કલ્યાણ કરવારે અતી ઉત્તમ મોક્ષપદ દેવારે ૧૦
માન મુકી ભજો નરનારીરે થયા પ્રગટ મનુષ્ય દેહધારીરે
આપે રોકડું ફળ આવારરે દીવ્યધામ દેખે નરનારરે ૧૧
કહે બેચરદાસ વારંવારરે નહી મળે મનુષ્ય અવતારરે
થયા પ્રગટ કરૂણા બહુ કરીરે ભાવે ભજી લોને ગીરધારીરે ૧૨

## રાગ વસંત

શ્રી પુરૂષોતમ નવલનારાયણ રંગભેર ખેલે હોરી
સંત સખા હરીજન સંગત રંગ મચ્યો અતી ભારી શ્રીપુરૂષો૦૧
ઉડત ગુલાલલાલ ભયે વાદલ સખા સંગે વનમાળી
કટીતટ સોહે પીતપટ મોહન ફેંકે ગુલાલ સખી મોરી ,, ૨
રાજી થઇ રમે મનમોહન મારતહે પીચકારી
આનંદઘન ઉભરાયો સબ રંગડાની રેલ્યુ વાળી ,, ૩
સુરીનર મુનીવર જુવે ગગનમેં શોભા બની બહુ સારી
હર્ખત ઇંદ્રદેવ સુરમુની બેચરદાસ બલીહારી ,, ૪

## પદ ૨

ચાલ ચાલ સખી ભાદરણ ધામે રંગભેર રમીયે હોરી
કેસર ચંદન અબીલ ગુલાલ આનંદ કરીએ સખી મોરી ચાલ૦ ૧
પુરણબ્રહ્મ પુરૂષોતમ પ્રગટ્યા ભાદરણમાં સુખકારી
કરૂણારસ વરસાવ્યો આજે લીલા કરતા ન્યારી ,, ૨
સુરીનર મુનીમંડળની સંગે ખેલે ખેલાવતભારી
ગોપગોપી સબ આનંદ પામી છબી અલૌકીક ન્યારી ,, ૩
રૂડો અવસર આવ્યો સજની મળીયા શ્રી ગીરધારી
બેચરદાસના પ્રાણ પ્રીતમપર સર્વસ નાખું વારી ,, ૪

( ચેષ્ટાનાં પદ રાગ ગરબી )

સાંભળ સજનીરેલીલા પુરૂષોતમની સુણતાં સુખ કરે વ્યાધીટાળે તનની૧
પ્રભુજી પ્રગટયારે અવનીપર આજ ભાદરણગામે પુરૂષોતમ મહારાજ ૨
પ્રેમેગાવુંરે હરીનાંચરીત્ર સંભાળી નૌતમલીલારે કરતા જગથી ન્યારી ૩
દેખી હરીજનરે રાજી રાજી થાય મળવા કાજેરે પ્રેમે ઉભા થાય ૪
પાટ ઉપરથી વેલા નીચે આવે સામાસામીરે ભેટીને હરખાવે ૫
મુખે બોલેરે પુરૂષોતમનું નામ રાજી થઇનેરે ખબર પુછે ઘનશામ ૬
જમી આવોરે જમવાનું તૈયાર પાણી પીવોરે બોલે પ્રાણઆધાર ૭
લાવે હરીજનરે મેવા મીઠાઈ પાસે પ્રેમ કરીનેરે જમેછે અવીનાશ ૮
જમી આપેરે પ્રસાદી ઘનશામ પાસે બેઠારે તેને આપે શામ ૯
પાસે હરીજનરે બેઠા હોય સભામાં નેત્રની સાંનેરે બોલાવે ઘનશામ૧૦
આવી બેસેરે સભામધ્યે સ્વામી કરે વાતુરે ભુતભવિષ્યની ધામી૧૧
હસ્તાહસ્તારે બોલે અમૃતવેણ બેચરદાસનારે પ્યારા જીવન પ્રાણ૧૨

પદ ૨

નીત્યનીત્ય લીલારે કરતા મંગળકારી
આપે આનંદરે બ્રહ્મસભામાં ભારી ૧
કથા કરેરે રાજી થઈ સુખદેણ કીરતન ગાવેરે હસતા જીવનપ્રાણ ૨
દ્રષ્ટાંતઆપીરે વારંવાર સમજાવે શાસ્ત્રની સાખ્યેરે સહુને કબુલ કરાવે ૩
પ્રશ્ન પુછેરે તેનો ઉત્તર આપે કૃપા કરીનેરે મનનો સંશય કાપે ૪
બોલી કીરતનરે ગવરાવે કવી પાસે ભેગા ગાવેરે તાળી દઈ અવીનાશ ૫
ગાતાંગાતાંરે ધુન્ય સભામાં થાય ઘણા જનનેરે સમાધી થઇ જાય ૬
રાજી થઇનેરે ઉભા ઉભા નાચે લટકાં કરતારે બ્રહ્મસભામાં રાચે ૭
સમાધીમાંરે લઇ જઈ લાવે શાંમ ગોલોક વૈકુઠરે દેખે અક્ષરધામ ૮
અતીમનોહરરે દીવ્યરૂપ મુરતી અક્ષરધામેરે જે છે પુરૂષોતમની ૯

તેનું દર્શનરે નીમેષમાત્રનું થાય તેને દુઃખરૂપરે વીષયસુખ થઇ જાય૧૦
એવા સુખરૂપરે સુંદીર સુખનાધામ જેને જોતાંરે લાજે કોટી કામ૧૧
પ્રગટ થયાછેરે કીધી કરૂણા ભારી બેચરદાસરે જાયે વારી વારી૧૨

પદ ૩

નૌતમલીલારે પુરૂષોતમની સારી પાવનકારીરે કલ્યાણની કરનારી ૧
રાત્રે જાગેરે સકળ દેવના દેવ ભીનો રૂમાલ રે રાખ્યાનીછે ટેવ ૨
બાર વાગેરે રખાને બોલાવે સાદ પાડીરે બોલી તેને જગાવે ૩
ચાર વાગેરે ઉઠે દેવના દેવ જાય જાજરૂરેં વાર ઘણી તો થાય ૪
નાવા જાયેરે વસ્ત્ર લઇને સાથે કરે કોગળારે પાણી લઇને હાથે ૫
ટાંકીમાંથીરે પાણી ઠંડુ લઇને રેડે માથેરે ઉભા શામ થઇને ૬
રૂમાલવતીરે સાફ કરીને અંગે કોરૂં વસ્ત્રરે પહેરે છે આનંદે ૭
સેવા કરવારે બેસે દેવનાદેવ શેલુ ઓઢીરે બેસે છે બળદેવ ૮
ઘંટડી વગાડેરેં આવે હરીજન પાસે કેસર કેરૂંરે તીલક કરે અવીનાશ ૯
ફરે પ્રકંબારે શોભા શી કહું સારી ફેરવે માળારે એકપગે ગીરધારી૧૦
દંડવત દેવેરે શ્લોક બોલી બહુ સારા દરશન દેતારે લાગેછે રૂપાળા૧૧
પાસે બેઠાંરે નાનાં મોટાં હરીજન દાસનો સ્વામીરે કેછે પુરૂષોતમ૧૨

પદ ૪

સમૈયામાંરે શામ ઘણું સુખ આપે
દરશન આપીરે દુઃખડાં સહુનાં કાપે ૧
શોભે સુંદીરરે સોનેરી શણગાર તોરાવાળીરે ટોપી ઝાકઝમાળ ૨
અંગોઅંગમાંરે પહેર્યાછે શણગાર શેલું બાંધીરે ચાલે પ્રાણઆધાર ૩
શોભે કોટેરે ગુચ્છ ગુલાબીહાર ગજરા બાજુરે શોભાનો નહી પાર ૪
મોજડી સારીરે ભરેલી રૂપાળી ઠમઠમ કરતારે ચાલે શ્રી વનમાળી ૫
ખુરસી નાંખીરે બેસે સભાનીમાંહી દરશન દેતારે કરમાં રૂમાલસાહી ૬

રાસ રમે છેરે પુનેમને દીન ગોપગોપીરે ભેગા રમે ભગવાન ૭
જમે જીવનરે થાળ હરીજન લાવે જમતાં પ્રેમેરે જમી પ્રસાદી આપે ૮
પંગત કરીરે જમાડે હરીજન દરશન દેતારે પુરૂષોતમ ભગવાન ૯
હસ્તાહસ્તારે ફરે પંગતનીમાંહી લાડુ પીરસેરે કરે મનુ વાર ત્યાંહી૧૦
મોહનજીનીરે લીલા મંગળકારી આનંદ આપેરે કરે ચરીત્ર ભારી૧૧
જે કોઇ પ્રેમેરે શીખે સુણશે ગાશે બેચરદાસનોરે વાલો રાજી થાશે૧૨

રાગ ગરબી

હવે હુંતો પુરૂષોતમવર પામી રે
ભાગી મારી જનમોજનમની ખામીરે ૧
સખી હુંતો પુરણ પદવીને પામીરે મળ્યા મુને અક્ષરધામનાધામીરે ૨
ભાદરણધામે ખેલ રચ્યો અતી ભારીરે
ભેગા રમે ગોપગોપી ગીરધારી રે ૩
જેની શોભા મુખે કહી નવ જાયરે કોટી રવીચંદ્ર જોઈ લજવાય રે ૪
જોવા આવ્યા ઇંદ્રબ્રહ્મા સુરમુનીરે જયજય બોલે ધન્ય ધન્ય સ્વામીરે ૫
કહે બ્રહ્મા મહામોટાં જેનાં ભાગ્યરે મળ્યા જેને પ્રગટ પુરૂષોતમરાયરે ૬
કર્યો નાદ દુદંભી બ્રહ્માંડરે વાજે ઘણાં અલૌકીક વાજીંત્રરે ૭
ભાદરણધામે શોભા બની અતી સારીરે આવે જોવા હજારૂં નરનારીરે ૮
જયજય શબ્દ બોલે મુનીરાયરે આનંદ આનંદ વ્યાપી રહ્યો ત્યાંયરે ૯
વાલે મારે કરૂણાની દૃષ્ટિએ જોયુંરે મન મારૂં મુરતી જોઇ હરી ગયુંરે૧૦
મળ્યા મુને બેચરદાસના સ્વામીરે હવે હુંતો પુરણ પદવીને પામીરે૧૧

પદ ૨

હારે સખી આજે આનંદ ઘેરઘેર કરી મારે વાલે આજ લીલાલેર ૧
ફરે મારો વાલો દરશન દેવા પ્રેમીહરીજનને પ્રેમ શું મળવા ૨
દીવ્યરૂપ ધરી થાળ જમી જાય વળી કોઈ ભકતને પાસે દેખાય ૩

પ્રગટવાતુ પ્રગટ આપે દરશન આજ ઘણી મેર કરી ભગવાન ૪
એમ વાલો અનંતરૂપે ફરેછે પ્રેમી ભકત પાશે વાતુ કરે છે. ૫
નીજભકતઉપર અઢળક ઢળીયા સેજે સેજે ભાદરણગામમાં મળીયા ૬
જુવો જુવો ભાદરણ ડંકો વગાડયો કલ્યાણનો કળસ આજે ચઢાવ્યો ૭
જેને મોક્ષ જોઈએ તે આવો આવાર શરણમાં આવે તો ભવપાર ૮
આવો લાભ ફરી ફરી નહી મળે આજ સહુને રોકડું આપે ફળ ૯
કૃપાકરી અક્ષરધામથી આવ્યા કોટી મનવારો અસંખ્ય લાવ્યા૧૦
લઈ જાશે અનંત મુકતને ધામ કરી ઘણી કૃપા બેચર ધન્યધન્ય ૧૧

( રાગ કાફી દીલ લગા હમારા ફકીરીસેં એ લય )

મન મોહ્યા હમારા મુરતીમેં મન૦
રાજાહે દુ:ખી રંકભી દુ:ખીયા સબ દુ:ખી હે દુનીયામેં ,, ૧
જુઠી હે માયા જુઠી હે કાયા જુઠાં હે સંસારીમેં ,, ૨
માતા પીતા હે સગાં સંબંધી સબ હે સ્વારથીયાંમેં ,, ૩
બેચરદાસના શામ હે સંગી આવેગા અંત શરણમેં ,, ૪

(આવો પુરૂષોતમ સ્વામી મારે મહોલે આવો )

આવો નારાયણસ્વામી મારે ઘેર આવો
આવી અલબેલા મુને હસીને બોલાવો આવો૦ ૧
રંગના રસીયા તમે રંગડોરે લાવો
છેલા છોગાળા મળી અમીરસ પાવો ,, ૨
પ્રેમના રસીયા તમે પ્રેમથી બંધાવો
જેમજેમ સંભારૂં તેમ તેમ પાસે આવો ,, ૩
ચીત્તડાના ચોર તમે સહુને નચાવો,
આણુથી પ્યારા ધામે લઈ જઈ લાવો ,, ૪

કામણ કરો છો ત્યારે કામણગારા કહાવો
મોહ પમાડી વાલા જગને ભરમાવો „ ૫
નીર્લજ થયા છો ત્યારે લાજને મુકાવો
વેશ લીધોછે ત્યારે પુરેપુરો ભજાવો „ ૬
માયામાં ફરો પણ કદી ન બંધાવો
સ્ત્રીઓમાં ફરો પણ બ્રહ્મચારી કહાવો „ ૭
ભાગ્યવંતાને તમે મીઠા મીઠા ભાવો,
બેચરના સ્વામી આસુરીને નહી ફાવો „ ૮

( માણકીએ ચડયારે મોહન વનમાળી એ લય )

બેચરભાઇને ઘેર ચાલ્યા વનમાળી
શોભે રૂડી વાલાની મુરતી રૂપાળી. બેચર૦
વાજાં રૂડાં વીધવીધ રાગનાં વાગ્યાં
તે સુણીને લોકડીયાં સહુ જાગ્યા
પ્રેમીજનો આવીને પાયેરે લાગ્યાં. „ ૧
જોવા મળ્યા જનતણા થોકેથોક નીરખે સ્વામી પુરૂષોતમને વીવેક
બાળવૃદ્ધ વીનતા નીરખે એકેએક „ ૨
ધીમે ધીમે ગાડી પ્રભુજીની ચાલે દયાસીંધુ દર્શનથી દુઃખ ટાળે
અલૌકીક આનંદ સહુને આલે. „ ૩
નવેબંગલે પ્રેમકરી પધરાવ્યા બેચરભાઇએ મોંઘેમોતીડે વધાવ્યા
બીજા માળે ખુરસી ઉપર શોભાવ્યા. „ ૪
બેચરભાઇએ હારગુલાબી પહેરાવ્યા સુંદીરહારે અંબાલાલે શોભાવ્યા
સુરજબાએ હારે ગરકાવ કરાવ્યા. „ ૫
આવ્યા બહુ નીરખવા નરનારી પુછે પ્રશ્ન પુરૂષોતમને પ્રીત કરી
તેને બાઇએ સમજાવોને પ્યારા હરી „ ૬

પદ ૨

કહે ભગવાન સુણો વાત સારી સુણી રાખો અંતરમાં નરનારી કહે૦
પુરૂષોતમ ઉત્તમ નામછે ભારી અનાદી જે અક્ષરધામના ધારી
ઉત્પતિ સ્થિતી પ્રલયનાકારી કહે૦ ૧
ગીતા ભાગવતમાં પુરૂષોતમનું નામ લખ્યું વેદવચનામૃતે તમામ
લખ્યું સર્વ શાસ્ત્રમાંહી ઠામેઠામ કહે૦ ૨
અનાદીએ અવતારના અવતારી રહે અક્ષરધામે અખંડ મોરારી
કરો તમે ભજન અંતર ધારી કહે૦ ૩
દશ અવતાર તેમાં લીન થાયે પુરૂષોતમ અખંડ રહે સદાયે
પ્રગટ બ્રહ્માંડ પ્રત્યે તે દેખાયે કહે૦ ૪
પુરૂષોતમની મુરતી છે એકસરખી જેવો ભકત ઇચ્છે તેવી જણાતી
બ્રહ્માંડ બ્રહ્માંડ પ્રત્યે દેખાતી કહે૦ ૫
કલ્યાણની રીતછે એકસરખી ભજનારની શ્રદ્ધા તેવી થાય જુદી
ભજો એક પ્રગટ મુરતીને પરખી કહે૦ ૬
રામકૃષ્ણ જુદાં પાડયાં સર્વ નામ વાડાવાળી ધર્મ ચલાવ્યો તમામ
અનાદી એક પુરૂષોતમ શામ કહે૦ ૭
સહજાનંદ સ્વામી તે પુરૂષોતમ લખ્યા વચનામૃતે અનુક્રમ
નવ જાણ્યા કોઇએ પુરૂષોતમ કહે૦ ૮
એજ પુરૂષોતમ મુજમાં આવ્યા કહે બેચર સમાધીમાં તે દેખાયા
પ્રત્યક્ષ મનુષ્યરૂપે તે થયા. કહે૦ ૯

રાગ ગોડી ( લગની લાગી રે મારે લગની લાગી એ લય )

મુરતી જોઈ રે હરીની મુરતી જોઇ
હુંતો ભુલી ગઇ ભાન સખી મુરતી જોઈ. મુરતી૦

એક ઘડી અળગા હવે ન મેલું વ્હાલો
જીવની પેઠે જાળવી રાખું ધર્મનો લાલો ,, ૧
ખાવું પીવું ભુલી સખી ન ગમે કોઈ
રસબસ હોઇ રસીયા સંગે ચીતડું પ્રોઇ ,, ૨
લોકડીયાંની લાજ મેં તો આંતે શું ખોઇ
ચાલી હું તો હરીને વરવા નીર્ભય થઇ ,, ૩
મળીયા મુને અક્ષરધામી થઇ ભાગ્યવતી
દે છે દરશન આવી વાલો આનંદ કરી ,, ૪
બેચરદાસના સ્વામી સંગે રહી છું મોહી
રંગે ન રાચું કોઇની સાથે વરી છું જોઇ ,, ૫

પદ ૨

પ્રીતડી બાંધી સાચી પ્રીતડી બાંધી
સખી શામળીયા સંગાથે સાચી પ્રીતડી બાંધી
સુત વીત દારા સ્વારથીયાં છે જુઠાં સંબંધી
મારે શામળીયા સંગાથે ગાંઠ પ્રેમની પડી પ્રીતડી૦ ૧
બાગ હવેલી ને બંગલા સર્વે માળા ને મેડી
દેખાવામાત્ર આ દુનીયામાં ધુળને માટી ,, ૨
અંતે કોઇ કામ ન આવે શું થઇએ રાજી
સાચા બેલી સ્વામી મારા શામ સોહાગી ,, ૩
સુખના સાગર સેજે મળતાં ભ્રમણા ભાગી
મારે પુરૂષોતમની મુરતી આજ હાથ લાગી ,, ૪
મળી મને હરીની મુરતી પ્રગટ ચીંતામણી
બેચરદાસના સ્વામી મળતાં જગ જીતાણી ,, ૫

પદ ૩

પ્રેમની પડી રે ગાંઠ પ્રેમની પડી
સખી શામળીઆ સંગાથે ગાંઠ પ્રેમની પડી

સેજે સેજે પુરૂષોતમની મુરતી જડી
લળી લળી લાગું હું તો પાય પડી પ્રેમની૦ ૧
ભવ બ્રહ્માને રૂષી મુનીને નાવે હાથડી
તે તો આવી મુજને મળીઆ ધન્ય ઘડી ,, ૨
જેને જોતાં વિશઇ સુખ ટળે આશકિત
અવીનાશી સુખ લેતાં મળી મહા મુકિત ,, ૩
નીત્ય નીત્ય પુરૂષોતમની મુરતી જોતી
જોયા વીના જંપ ન વળે એવી ટેવ પડી ,, ૪
રસબસ હોઇ રસીયા સંગે તજી આખડી
મારે દાસના સ્વામીનો હાથ કોઇથી નવ બીતી ,, ૫

પદ ૪

મોરલી વાગીરે મીઠી મોરલી વાગી
સાંભળતામાં સુધબુધ વીસરી ઝબકી જાગી
મીઠે સ્વરે મોહનજીની બાંસુરી વાગી
કામનેકાજ ભુલી ઘરનું ચટકી લાગી મોરલી૦ ૧
ચીતડું ચોર્યું રે મારૂં કાળજું કોર્યું
કામણ એની બંસી માંહી મનડું મોહ્યું ,, ૨
વેણ વજાડી ભાદરણ ગામે શું કહુંરે બેની
મન મારૂં ગુલતાન હોયું આનંદની હેલી ,, ૩
પ્રીતલડી લગાડી માર્યાં પ્રેમનાં તીખાં બાણ
જોઇ તારી મુરતી વાલા ઉછળે મારા પ્રાણ ,, ૪
વાંસળીને નાદે આવી ગોપી સહુ દોડી
બેચરદાસને વાલે આજે રંગે રમાડી ,, ૫

( ઉતારો વેઠની ગાંસડીરે કેમ નાખી દેવાય એ લય )

છોટાતેભાઇના મહોલમાંરે આવ્યા મોહનરાય
રૂમઝુમ કરતા હોલમાંરે આવ્યા મોહનરાય
ધન્ય ગામડી વાલો પધારીયારે સંતસખા શોભે સંગમાંરે આવ્યા૦૧
પહેર્યાં હરીએ જરીયાંની જામારે ટોપી સોનેરી ઝગઝગતીરે ,, ૨
કનકકડાંને સોનેરી સાંકળાંરે કરમાં પોંચીઓ શોભતીરે ,, ૩
મોતીની માળા હાર ગુલાબીરે કલગી અનુપમ ઓપતીરે ,, ૪
આવ્યા ભુલાભાઈને આંગણેરે તેડી પ્રભુને પધરાવીયારે ,, ૫
આવ્યાં જોવાને નરને નારીઓરે નીરખે પુરૂષોતમરાયનેરે ,, ૬
ચોકને ચઉટે ફુલડાં વેરાવીયાંરે આનંદસાગર છોળે ચઢયોરે ,, ૭
પુજ્યા પુરૂષોતમ પ્રેમકરીનેરે મુળજી જીવાભાઈએ પ્રેમથીરે ,, ૮
મુખથી તે વર્ણન શું કહી દાખુંરે પ્રેમભકિતએ પ્રભુ બાંધીયારે ,, ૯
ધન્ય હરીજન નરને નારીઓરે જોઇ પ્રભુને ઘેલાં થયાંરે ,, ૧૦
દીધાં દર્શન વાલે પ્રેમ કરીનેરે આપ્યાં તે સુખ એકાંતનાંરે ,, ૧૧
ફુલે ગરકાવ્યાને ફુલે શોભાવ્યારે ફુલડેથી વાલો વધાવીયારે ,, ૧૨
ધન્ય દીવાળી તારા પ્રેમનેરે ધન્ય માત ધન્ય તારા તાતનેરે ,, ૧૩
પુજ્યા નારાયણ પ્રેમ કરીનેરે પુજ્યાં લક્ષ્મી સ્વરૂપનેરે ,, ૧૪
જ્ઞાની હરીજન ગુણ તે ગાવતારે બળ્યા આસુરી અભાગીયારે ,, ૧૫
પાવન કરી ભુમી બેચરદાસ કહેરે રમ્યા જમ્યા વાલો રંગમાંરે ,, ૧૬

[આંગણીયે ઝાઝું ભણીયે આવો કાના મારે આંગણીએ]

પ્રગટ મળ્યા હરી પ્રગટ મળ્યા આજ પુરૂષોત્તમ પ્રગટ મળ્યા
મુકત મુમુક્ષુ ભકતને માટે ભાદરણ ગામે ખુબ ઢળ્યા આજ૦૧
જગથી તે ન્યારી રીત ચલાવી વાલો કોઇથી નવ જાય કળ્યા ,, ૨

અમૃતરસ વરસાવ્યોરે આજે સુખના તે સીંધુ આજે ઉભર્યા ,, ૩
નીત્ય નીત્ય નૌતમલીલા કરેછે દાસ બેચર પર ખુબ ઢળ્યા ,, ૪

પદ ૨

ધન્ય ઘડી આજ ધન્ય ઘડી પ્રભુજી પધાર્યા ધન્ય ઘડી
મેર કરી મારે આંગણે આવ્યા પુરૂષોતમ કરી પ્રીતલડી પ્રભુ૦૧
પુજ્યા પાવલીયા પ્રેમ કરીને લળી લળી હું તો પાય પડી ,, ૨
કેસર ચંદન કુંકુમવતી પુજ્યા પુરૂષોતમ ભાન ભુલી ,, ૩
બેચરદાસના સ્વામીને મળતાં દીવ્ય અલૌકીક સુરતી જડી ,, ૪

પદ ૩

મનગમતા મનડે વસીયા આવો હરી મારા રંગ રસીયા
મનમોહન તારૂં રૂપ જોઇને સર્વે વિશઈ રસ ઉતરીયા આવો૦૧
સગાં કુટુંબી જુઠાં સહુ જાણી પ્રાણથકી પ્રીતમ વરીયા ,, ૨
મુરતી મનોહર મોહન તારી જોઇ જોઇ મારાં નેણાં ઠરીયાં ,, ૩
બેચરદાસના છેલ છબીલા કૃપા કરી મુજને મળીયા ,, ૪

પદ ૪

પ્રેમે મળ્યા વાલો પ્રેમે મળ્યા આજ અલબેલોજી પ્રેમે મળ્યા
એકાંતે આવી અલબેલો મુજ ઉપર વાલો ખુબ ઢળ્યા. આજ૦૧
આનંદ અંગે ન માય મારી બેની મુજસાથે વાલો રંગે રમ્યા ,, ૨
લોકડીયાંની લાજ વીસારી અંતરમાં આનંદ ભર્યા ,, ૩
બેચરદાસના સ્વામી શામળીયો મળતાં ત્રીવીધીના તાપ ટળ્યા ,, ૪

પદ ૫

રાજી થયા વાલો રાજી થયા આજ અલબેલોજી રાજી થયા
મનમોહન મારે મહોલ પધાર્યા જરીયાંની પોશાક ધર્યા આજ૦૧

ફુલના હાર ને ફુલના ગજરા ફુલડાંએ ગરકાવ થયા ,, ૨
રંગે રમાડયા ને પ્રેમે જમાડયા સેજલડીમાં સુઇ ગયા ,, ૩
સોનેરી તેજ છાઇ રહ્યું ઘરમાં તેજતેજના અંબાર થયા ,, ૪

**ગરબી (રસીલાલાલ રસભરી છે તારી આંખડી એ લય)**

મીઠા હો લાલ મીઠી લાગે છે તારી વાતડી
મીઠા હો લાલ જોઇને ઠરેછે મારી છાતડી ૧
મીઠા હો લાલ રીઝી તમારા રૂપમાં
મીઠા હો લાલ રાચી રહી તમારા સુખમાં ૨
મીઠા હો લાલ વાટ જોઇને ઉભી કયારની
મીઠા હો લાલ લજા મુકી સંસારની ૩
મીઠા હો લાલ રંગાણી તારા રંગમાં
મીઠા હો લાલ આનંદ થયો છે મારા અંગમાં ૪
મીઠા હો લાલ જીવું મોહન તુંને જોઇને
મીઠા હો લાલ તમને વરીછું મોહીને ૫
મીઠા હો લાલ આવોને રંગમાં રમીએ
મીઠા હો લાલ બેચરદાસના વાલા મળીયે ૬

પદ ૨

છોગાળા છેલ છોગાં મુકીને આવો છેલડા,
છોગાળા છેલ રાજી થઇને અલબેલડા ૧
છોગાળા છેલ હાંસ ઘણી છે મારા મનમાં
છોગાળા છેલ ભેટો તો સુખ થાય તનમાં ૨
છોગાળા છેલ બાંધી તમસું સાચી પ્રીતડી
છોગાળા છેલ ઉઘડી હૈયાની મારે હાટડી ૩
છોગાળા છેલ આવોને મળીયે એકાંતમાં
છોગાળા છેલ જમી રમીશું ખુબ ખાંતમાં ૪

છોગાળા છેલ શણગાર સજીને આવો પ્રેમથી
છોગાળાછેલ રૂડા શણગારીશું હારથી ૫
છોગાળા છેલ બેચરદાસના પ્યારા પ્રાણ છો
છોગાળા છેલ અમારા પ્રાણજીવન છો ૬

પદ ૩

લટકાળા લાલ લટકે તો મન મારાં હરીયાં
,, ચીતડાં તે મારાં ચોરીયાં ૧
,, લટકું જોઇને ઘેલી થઈ
,, સુધ બુધ વીસરી ગઈ ૨
,, મીઠી લાગે છે તારી મોરલી
,, મુરતી અલૌકીક શોભતી ૩
,, ચીત્તડું મોહ્યું તમારી ચાલમાં
,, વાલપ દીસે છે તારા વેણમાં ૪
,, લટકાં કરીને મન લીધલાં
,, કામણ મુજને કંઇ કીધલાં ૫
,, વારી એકાંતે વેલા આવજો.
,, બેચરદાસને હસીને બોલાવજો. ૬

પદ ૪

આનંદકંદ આજ આનંદ ખુબ ઢોળીયો
,, રંગડાની રેલ્યુ આજે વાળીયો ૧
,, અમ સારૂ આજ પ્રગટયા
,, આવી આજે મુજને મળ્યા ૨
,, કલ્યાણનો ડંકો વગાડીયો
,, પુરૂષોતમનો સીકકો બેસાડીયો ૩

,, સુખ આપ્યાં તમે સેજમાં
,, ટાળ્યાં દુઃખ ભવ પારનાં ૪
,, અક્ષરધામ ખુલ્લાં કર્યાં
,, મુક્તિ આપીને દુઃખ કાપીયાં ૫
,, અક્ષરનાં આપ્યાં સુખડાં
,, દાસ કહે કાપ્યાં દુખડાં ૬

**( અક્ષરના વાસી વાલો આવ્યા અવની પર એ લય )**

સુખના તે સીંધુ વાલો આવ્યા અવનીપર
આવ્યા અવનીપર વાલો આવ્યા અવનીપર રાજ સુખના૦
સુખના તે સાગરે આવી સીંધુ ઉભરાયા
અમૃતરસ પાયા સહુને ઢોળ્યા ધરતીમાં રાજ ,, ૧
મુક્ત મુમુક્ષુ ભક્તો શોધીને કાઢયા
પુરૂષોતમ રૂપે આવી. દર્શન દીધાં રાજ. ,, ૨
આજે આનંદ આનંદ છાયો સતસંગમેં
ભાદરણ ગામે પ્રગટી મહા સુખ આપ્યાં રાજ. ,, ૩
કામ ને ક્રોધ વાલે મારીને નસાડયા
મોહ માયાને માર્યાં માર સ્વામીએ રાજ ,, ૪
પુર્વેના અધીકારી શોધીને લીધા
ભાદરણમાં ધામ બાંધી સત્સંગ વધાર્યો રાજ ,, ૫
અઢળક ઢળીઆ આજે એચરના સ્વામી
ખોલ્યા દરવાજા પ્રભુએ અક્ષરના આવી રાજ ,, ૬

**( ધોળ મોહનને ગમવાને ઇચ્છો માનુની એ લય )**

સાંભળ બેની લીલા અમદાવાદની
કહી સંભળાવું પુરૂષોતમની પ્યારજો

પોષમાસે અમદાવાદ હરી ગયા દેવા પ્રેમીદાસને દરશન દાનજો સાંભળ૧
પુરૂષોતમની સંગે મુકતો શોભતા,
પહેર્યા હરીયે જરીયાંની શણુગારજો
અંગોઅંગ આભુષણ શોભે ઘણાં કંઠે શોભે સુંદીર ફુલના હારજો ,, ૨
અમદાવાદના મુકતમહા પવીત્રછે ધન્યમાધુજી રામનારાયણ નામજો
ગોકળભાઇ વલવભાઇ મહામુકતછે મણીભાઇ કેશવલાલ નામજો ,, ૩
પુરૂષોતમ સંઘાથે સાચી પ્રીતડી ધન્ય બઈબા જડાવ ગંગા નામજો
કુળકુટુંબની લજા મેલી વેગળી વરીયા સાચા પુરૂષોતમ પરીબ્રહ્મજો ,, ૪
મહાપવીત્ર પ્રેમી માણેકબાઈ છે ઉતર્યા શ્રીહરી તેમની વાડીમાંહીજો
માણેકબાઇએ મનમાં સંકલ્પ કર્યો પ્રભુ આવીને પેરાવે મુને હારજો ,, ૫
મારા મનની જાણીલેશે વાતડી સાચા માનું પુરૂષોતમ ભગવાનજો
અંતર્યામી જાણે સહુના મનનું આવી આપ્યો માણેકબાઇને હારજો ,, ૬
જોઈ હરીની મુરતી ત્યાં એકતારથી ભુલી ભાનને સ્થિરથઇ એકદંમજો
થઈ સમાધી મોટી અક્ષરધામની દીઠા દીવ્યસુંદીર શ્રીઘનશામજો ,, ૭
સાચા સ્વામીપુરૂષોતમ ભગવાનછે થયો અનુભવ પામ્યાં અમૃતસુખજો
મોટો પરચો પ્રભુએ મુજને આપીયો
બોલી માણેકબાઈ કરીને પ્યારજો ,, ૮
શું કહું લીલા પ્રગટ પુરૂષોતમની લીધો ફોટો પુરૂષોતમનો પ્રેમેજો
બીજોફોટો મહારાજને મુનીતણો ત્રીજોફોટો મુકતસભા મહારાજજો,, ૯
કીધી લીલા અમદાવાદ શહેરમાં જોવા આવ્યાં નરનારીના વૃંદજો
પુરૂષોતમ પ્રગટીને સત્સંગ વધારીયો
જેનો મહીમા બેચરદાસ ગાયજો ,,૧૦

[ દેવકીના કાન આજે મારા મેમાન. એ લય ]

વ્હાલા મેમાન મારા પ્યારા મેમાન આવોને મારા મોંઘા મેમાન
રંગે રમાડું પ્યારા પ્રેમે જમાડું તાજાં તાજાં પકવાન આવો૦૧
લાગો છો વાલા રંગે રૂપાળા કોડીલા વર કાન ,, ૨
જમો જમાડું ઢોલીડો ઢાળું વારી વારી નાખું પ્રાણ ,, ૩
વાણી વીશાળ તારાં નેણાં વીશાળ જોઇને જીવું ઘનશામ ,, ૪
પહેરાવું હાર વાલા મોતીની માળા ગુણ ગાવત આઠુ જામ ,, ૫
દાસના પ્યારા જીવન હમારા પુરૂષોતમ ભગવાન ,, ૬

( હું તો વારીરે ગીરધરલાલ મોળીડે તારે રે એ લય )

હું તો મોહીરે નટવરલાલ છોગલે તારેરે
આવા છોગલાં મેલી છેલ મંદીર મારે રે ૧

મારા મનગમતા મહારાજ મારે ઘેર આવો રે
હુંતો તલખું તમારે કાજ હસીને બોલાવોરે ૨

તારી મુરતી જોવા નાથ થઈ હુંતો ઘેલીરે
મેંતો તમને વરવા કાજ લજા મેલી રે ૩
તમે મીઠું બોલીને મહારાજ મારૂં મન લીધુંરે
મુને ગમે નહી કાંઈ કાજ કામણ કીધું રે ૪
આવો લટકાં કરતા લાલ છોગલા મેલીરે
હું તો જોઇને રહી છું વાટ મળવા વેલી રે ૫
ધરી સોનેરી શણુગાર આવો મલપંતા
પહેરાવું સુંદીર હાર ફુલના શોભીતા ૬
હુંતો સજી રહી શણુગાર પ્રીતમ પ્યારારે
આવો રમીએ પ્રાણઆધાર જીવન મારા રે ૭
દીન દાસી ઉપર મેર કરજો મોરારીરે
આવી કરોને લીલા લેર વાલ વધારીરે ૮

સેજલડી બની છે સાર આવો અલબેલા
જમો જમાડું કરીને પ્યાર મળીએ છોગાળા
તમે મેર કરી મહારાજ અઢળક ઢળીયારે
એકાંત આવી આજ મુજને મળીયારે ૧૦
તમે આવતાં અલબેલ દોષ ન જોયારે
વરસાવી રંગની રેલ મુજપર મોહ્યારે ૧૧
મારૂં મનગમતું કરી માવ મહા સુખ આપ્યુંરે
રહો રસીયા દીનને રાત દુઃખડું કાપ્યુંરે ૧૨
મારા ભાગ્યતણો નહી પાર તમસંગે મળતાંરે
સુખ આપ્યાં અપરંમપાર અંતર ઠરતાંરે ૧૩
તમે આવાને આવા શામ દરશન દેજો રે
પુરૂષોતમ સુખના ધામ દાસની પાસે રેજોરે ૧૪

**( મીઠા વાલા કેમ વીસરો મારૂં તમથી બાંધેલ તન )**

વાલા લાગો મીઠા બોલડા મારૂં મોહ્યું તમ સંગે મન
વાલા તમારી મુરતી વાલી વાલું લાગેછે વદન હો. વાલા૦ ૧
રાધાને જેમ કૃષ્ણજ વાલા સીતાને વાલા રામ હો. ,, ૨
મોરને જેમ મેઘ બહુ વહાલો ભમરને વાલો ગંધહો ,, ૩
ધ્યાનીને જેમ ધ્યાન બહુ વાલુ માનીને વાલું માનહો ,, ૪
હરીશ્ચંદ્રને સત્યજ વાલું ધ્રુવને વાલું તપ હો ,, ૫
સતીને જેમ સ્વામીરે વાલો તપસ્વીને વાલું વન હો ,, ૬
ભોગીને જેમ ભોગ બહુ વાલા જોગીને વાલું વન હો ,, ૭
પ્રેમીજનને પ્રેમ બહુ વાલો આનંદીને આનંદ હો ,, ૮
ભકતને જેમ ભગવાન વાલા ભગવાનને વાલા સંત હો ,, ૯
શીષ્યને જેમ ગુરૂ વાલા બેચરને પુરૂષોતમ હો ,, ૧૦

( હરી વેણુ વાય છે રે હો વનમાં એ લય )

પીકેટીંગ કરવા રે હો આવ્યા ગાંધીજીની સમીતી વાળા ૧
આવી બોલ્યારે પ્રભુ પાસે અમદાવાદ હતા અવીનાશ ૨
કાઢી નાખો આં શણગાર પહેરો ખાદી નૌતમ સાર ૩
આપોરે હો કોટ ઉતારી લાવો એને દઇએ બાળી ૪
પહેરો ખાદી રે હો પ્રેમથી વધશે માન તમારૂં તેથી ૫
બોલ્યા પ્રેમેરે ગીરધારી સર્વે સુણી વાતતમારી ૭
ખાદી પહેરૂં છું રે હો ઘેર નથી લાવીયા અહીં આગળ ૬
ધાર્યો હરીએ એજે શણગાર પ્રેમીજનો લાવ્યા કરી પ્યાર ૮
પ્રેમને આધીન છે હો શામ પહેરે પ્રભુજી પ્રેમ આધીન ૯
સર્વે વસ્તુ પ્રભુને સરખી સોનું દેખી ન જાય હરખી ૧૦
કથીર કંચનરે હો સરખું જેણે પોતાનું મન જીત્યું ૧૧
બહેચરદાસ કહે મનવીચારી જાવો પાછા સમજી ધારી ૧૨

( મોહનને ગમવાને ઇચ્છો માનુની એ લય )

શું કહું બેની લીલા પુરૂષોતમની કેતાં મુજને વાધે છે આનંદજો
ચાલ્યા પ્રભુજી ભાદરણથી જવા ગામડી
ઉતર્યા શ્રી હરી બારેજડી સ્ટેશનજો. શું કહું૦ ૧
અમદાવાદથી હરીજન સર્વે આવીયાં
આવ્યાં તેડવા ગામડીથી હરીજનજો
કરી વીનંતી ઉભાં છે કર જોડીને
ચાલો વાલા ગામડીમાં કરી પ્યારજો. ,, ૨
બોલ્યા પ્રેમ કરી સુંદીર વર શામળો,
લાવો પોલીસ સાથે તો આવીયે ગામજો
ગામડી ગામ તોફાની છે અતી ઘણું
એકવાર લુંટવા આવ્યા હતા પ્રભુ પાસજો ,, ૩

મનુષ્ય ચરીત્ર કરીને વાલો બોલીયા,
સુણજો મારા પ્રેમી વાલા સંતજો
પ્રભુ દેખીને દાસ કહે બળે છે અભાગીયા
હરી ભજનમાં કરે આવી વીઘનજો શું કહું૦ ૪

પદ ૨

ધારો મનમાં પુરૂષોતમની મુર્તી કલ્યાણની કરનારી મહા સુખરૂપજો
સુખનાસાગર શ્રી હરીવરને સેવજો
રીજે તમપર શામસુંદીર અલબેલજો ધારો૦૧
જેજે વચનકહે સુંદીરવરશામળો સમજી વરતો અંતરમાં ઉપદેશજો
પ્રગટ હરીની આજ્ઞામાં રાજી રહો સદા રહેવું મગન સદા હરી સંગ જો ,,૨
અક્ષરધામી સ્વામીસદા સુખદાયકછે અતીઘણી મેર કરી શ્રીમહારાજજો
આવ્યા અક્ષરધામેથી કરૂણાકરી પ્રેમીભકતને લાડ લડાવાઆજજો ,, ૩
અમૃતરસ વરસાવ્યો અવનીઉપરે સુખ બહુ આપ્યાં નરનારીનેઆજજો
દેછે દરશન પુરૂષોતમરૂપેહરી કાપ્યા દાસકહેછે કાળના પાસજો. ધારો ૪

પદ ૩

સુણી વચન વાલાનાં વળતે બોલીયાં,
કર જોડીને બોલ્યાં દીવાળી બાઇજો
લાવ્યા સીંધુ સંત હરીને જમાડવા,
રસોઇ કરાવું જમો જમાડો જનજો સુણી૦૧
આજ્ઞા માગી રસોઇ કરાવી ચાલતી,
શીરો ભજીયાં દાળભાતને શાકજો
જલેબી પકવાન લાવ્યા પ્રેમથી
સંત જમાડો પ્રેમ કરી મહારાજજો ,, ૨
પછી હરીને પ્રેમ કરી નવરાવીયા,
સેવા કરવા બેઠા છે સુખ ધામજો

પુંજ્યા હરીને દીવાળીએ પ્રેમથી,
રૂડી ફરી આરતી પુંજ્યા નાથજો. ,, ૩
ગાયો ગરબો ગોપીએ ત્યાં પ્રેમથી,
રંગે રમીયા બેચરદાસના શામજો
શેઠને બંગલે જોવાને સહુ આવીયાં
નીરખે ગોપી પુરૂષોતમ ભગવાન જો ,, ૪
આનંદકારી લીલા નટ નાગરની,
જેનો મહીમા ભવ બ્રહ્માદીક ગાયજો
પછી હરીએ જમવાની પંકિત કરી
બેસાડયાં જમવાને સહુ હરીજનજો આનંદ૦૧
આવ્યા પુરૂષોતમ સંતને જમાડવા,
આપે નામ દઇને વસ્તુ શામજો.
કર પાત્ર ધરો ઉદર જોળીમાં મુકો.
જમો મારા વાલા પ્રેમી સંતજો. ,, ૨
એક વસ્તુ જમાડી બીજી લાવતા,
લોને કર પાત્રમાં બોલે શામજો.
રાજી થઇને રસીયોજી પીરસતા,
કરે અલૌકીક લીલા જગથી ન્યારીજો ,, ૩
કરમાં થાળી ઊભા ઉભા જમતા,
આવ્યા જોવા ભવ બ્રહ્માદીક ઇંદ્રજો.
જયજય મુખે દાસ કહે છે બોલતા,
જેને મળીયા પુરૂષોતમ ધન્યભાગ્યજો. ,, ૪

( જનમ સુધાર્યો રે હો મારો એ લય )

રૂડો અવસર રે હો આવ્યો હરીવર મળીઆ ફેરો ફાવ્યો
ચાલો સખીઓ રે હો જોવા પુરૂષોતમનાં દર્શન કરવા ૧
આનંદ વાધ્યો રે હો અંગે ચોટયું ચીતડું રસીયાની સંગે.

ચીત્તમાં ચટપટીરે હો લાગી જીવન જોવાને હું જાગી ૩
બાંહ્ય ગ્રહી છે રે વાલે કરૂણા કરી નટવર નંદલાલે. ૪
હવે હું મહા સુખરે પામી મળીયા બેચરદાસના સ્વામી ૫

પદ ૧

નીરભેની નોબત રે હો વાગી પુરૂષોતમસંગે લેહે લાગી.
દર્શન દુર્લભ રે હો પામી દીવ્ય અલૌકીક દીઠા સ્વામી ૧
પુન્ય પુર્વનાંરે હો પ્રગટયાં પુરૂષોતમ મળતાં દુઃખ ટળીયાં ૨
આનંદ ઉલટયો રે હો ભારી હવે હું ન રહું કોઇનીવારી ૩
મહા સુખ મુજનેરે હોઆપ્યું જન્મ મરણનું સંકટ કાપ્યું. ૪
કોઇ વાતની ન રહીરે ખામી મળીયા બેચરદાસના સ્વામી ૫

પદ ૨

મુકિત જાગીરે હો મારી હવે હું થઇ રહી જગથી ન્યારી
ઘેર ઘેર લોકડીયાંરે કે છે મેણું મને પુરૂષોતમનું દે છે. ૧
સાચી પ્રીતો રે હો બંધાણી હવે મુને ન ગમે બીજી વાણી ૨
ધર્મ વૈરાગ્યનેરે હો ભકિત. આપી મુજને જીવનમુકિત ૩
અમુલખ અવસર રે હો આવ્યો સંશયભ્રમ સમુળો કાપ્યો ૪
ભવ બ્રહ્માના રે હો સ્વામી દાસના સ્વામી અંતરજામી ૫

પદ ૩

આનંદસાગરરે હો ઉલટયો રોમે રોમે આનંદ વ્યાપ્યો.
વાલે મુને હેતેરે બોલાવી હવે હું ન રહું કોઈની ખાળી ૧
મહા સુખ આપ્યુ રે હો મુજને દીધાં દરશન આવી ઘરમેં ૨
ઉઘડી હાટડી રે હો હૈયાનો નથી કોઇને વાત કહ્યાની ૩
સુખના સીંધુરે હો ઉભરાયા અમૃત પ્યાલા પુરણ પાયા ૪
ઘેલી થઇછું રે હો ઘરમાં બેચરદાસના સ્વામી મળતાં ૫

( ધન્ય ધન્ય ગઢપુર ગામને જો એ લય )

ધન્ય ધન્ય પલાણા ગામનેજો ઘણુંવાલું શ્રી પુરૂષોતમનેજો. ધન્ય
ધન્ય કુબેરભાઇ દરબારનેજો તેડે પ્રભુજી વારંવારનેજો ,, ૧
ધન્યમોતીભાઇ ચતુરભાઇનેજો ધન્યપ્રેમી વાઘજી સોમાભાઇનેજો,, ૨
જેણે તેડયા ઘેર મહારાજનેજો ધન્ય એવા પ્રેમી હરીજનનેજો ,, ૩
દીનબંધુ દયા કરી આવીયાજો મોટા સંતમુકતોને લાવીયાજો ,, ૪
ધન્ય પ્રેમીબાઇભાઇના મનેજો જેને મળ્યા પ્રગટપરીબ્રહ્મનેજો ,, ૫
વાલો વધાવીયા મોંઘે મોતીડેજો રાખ્યા કુબેરભાઇને અંગલેજો ,, ૬
ફુલહારથી વાલો શણગારીયાજો રૂડાગજરા બાજુબંધ બાંધીયાજો,,૭
પુષ્પચંદનથી વાલાને પુંજીયાજો કોટ જરીયાંની પહેરાવીયાજો ,, ૮
વાલે પામરપતીતને ઉધારીયાજો દઇ દરશનને દુઃખડાં કાપીયાજો,, ૯
અંતસમે આવે વાલો તેડવાજો દેખે સમાધીવાળા ધ્યાનમાંજો ,,૧૦
ચતુરભાઇને છેડી ગયા ધામમાંજો પોતેપુરૂષોતમ અક્ષરધામમાંજો૧૧
તેડી ગયા નાથાભાઇના તાતનેજો
જોયા ચંચળે મુકત મહારાજનેજો ,,૧૨
તેડી ગયા લાલજીને ધામમાંજો જઈ બેઠા છે અક્ષરધામમાંજો ,,૧૩
ઘણાં તાર્યાં નરનારી જનનેજો મોટો મહીમા પુરૂષોતમનોજો ,,૧૪
વારંવાર પલાણે પધારીયાજો સાથે મુકતમંડળને લાવીયાજો ,,૧૫
કુબેરભાઈ જમાડે બહુ ભાવથીરેજો,
સોમાભાઇ મોતીભાઇ પ્રેમથીજો ,,૧૬
વાલો લીલા અલૌકીક કરતારે જો,
પ્રેમે બેચરદાસને મળતા જો ,,૧૭

વાલે મોક્ષનાં દ્વાર ઉઘાડીયાંજો નરનારીનાં કલ્યાંણ કરીયાંજો વાલે૦
અખંડસુખ આપ્યાં અલબેલડેજો વાલે ભુલાવ્યાં ઘરગામડેજો ,, ૧
ભરે સમૈયા વારંવારનેજો તેડે હરીજન નરનારનેજો ,, ૨
નીરવીકલ્પ નીશ્ચય કરાવીયોજો જ્ઞાનસ્થિતી નરનારીપામીયાંજો ,, ૩
પાંચમા નીશ્ચયમાં બ્રહ્મદર્શન થશેજો
થશે બ્રહ્મની સાથે એકતાજો ,, ૪
મહા ઉપશમ દશાને પામીયાજો
અક્ષરમુકત પંકિતમાં ભળીયાજો ,, ૫
બ્રહ્મરૂપ સ્થિતીને પામશેજો અંતર્યામી તે શકિત આવશેજો ,, ૬
છઠા નીશ્ચયમાં હરીકૃપા થશેજો પ્રભુસત્તા સ્વતંત્રતા આવશેજો ,, ૭
અનંતકોટી બ્રહ્માંડમાં વ્યાપશેજો
પુરૂષોતમની મુરતી દીવ્ય દેખશેજો ,, ૮
છઠા નીશ્ચયમાં સીદ્ધદશા આવશેજો
મનવેગે દેહ તેનું ઉડશેજો ,, ૯
કહી વાત પ્રગટના સંતનીજો,
મેંતો ગાઈ પુરૂષોતમના મુકતનીજો ,,૧૦
ભજી પ્રગટપ્રભુને મોટા થયાજો શુકમુની નારદ મોટા જામીયાજો ,,૧૧
માટે ભજો પ્રગટપરીબ્રહ્મનેજો પામો અમૃત અક્ષરધામનેજો ,,૧૨
પાર પામો નહી પરોક્ષ દેવથીજો નહી મુકાશો જન્મમરણથીજો,,૧૩
માટે સેવીલો પ્રગટ સ્વરૂપનેજો સાચા સંત અખંડ સુખરૂપનેજો,,૧૪
પ્રગટવાતુ પ્રગટદર્શન છેજો આ સમો ઘણો ઉત્તમ છેજો ,,૧૫
પુરૂષોતમસ્વરૂપે હરી વીચરેજો દેછે દર્શન જઇ વાલો ઘરેજો ,,૧૬
દીવ્યરૂપે પ્રસાદી જઈ આપતારેજો દાસ બેચરનો વાલો રાજતાજો,,૧૭

( આનંદ આપ્યો અતી ઘણોરે એ લય )

માધુજીએ પત્ર લખીયોરે આવો અમદાવાદ શહેરરે
કેસરીયા શ્રીહરી વેલા પધારજોરે
વાંચી પત્ર વાલા આવજોરે પોષ સુદી આઠમે કેસરીયા શ્રી હરી
મુની મહારાજને લાવજોરે દીવાળીબા કમુ સીતા કેસરીયા ,, ૧
પડી રજાઓ નાતાલનીરે હરીજન જુવે છે વાટરે કેસરીયા ,, ૨
અમદાવાદની મંડળીરે ભજન કરે દીન રાતરે કેસરીયા ,, ૩
દયાનીધી દુઃખ કાપજોરે દર્શનનું આપો દાનરે કેસરીયા ,, ૪
તમ દર્શન વીના ઘેલડાંરે ગમે નહી ઘરકામ રે ,, ૫

ચોપાઇ

પછી ચાલ્યા અમદાવાદ શહેરરે બેઠાં ગાડીમાં પ્રાણઆધાર રે
આવ્યું સ્ટેશન નડીઆદ જ્યારેરે આવ્યાં દર્શને હરીજન ત્યારેરે ૧
ચાલો પ્રભુ કહે અમ સાથેરે જઇએ અમદાવાદ ભલી ભાતેરે
આવી બેઠાં પાસે સહુ જનરે નાથ નીરખીને થયા મગનરે ૨
દર્શન દેતા ચાલ્યા સુખ રાસીરે ઉતર્યા અમદાવાદ અવીનાશીરે
આવ્યાં નરનારી દર્શનેરે નીરખ્યા પ્રેમ કરી ભગવાનરે ૩
માધુજીભાઇ જીવણલાલરે આવ્યા સ્ટેશનપર કરી વાલરે
છોટાભાઇને મણીભાઇરે વલ્લવભાઇને ગોકળભાઇરે ૪
રામનારાયણ કેશવલાલ રે મુળજીભાઇને કાન્તીલાલ રે
જીવણલાલ ગાડી કરી લાવ્યારે મુની મહારાજને પધરાવ્યારે ૫
બીજા હરીજન પાછળ ચાલેરે આપ્યો આનંદ બહુ મારેવાલેરે
ભોળાગરનીવાડીમાં ઉતારોરે હતો વાડીમાં સવડ સારોરે ૬

માણેકભાઈ બાવીનો મુકામરે તેના મનનો હતો ઘણો પ્રેમરે
અહીં પધારે મારે મુકામરે કર્યો બાવીએ સંકલ્પ તે ઠામરે ૭
જાણું ભગવાન સાચા હોયરે આવી મુને પહેરાવે હાર આંહીરે
કહે માણેક સાચા હું માનુંરે હાર પહેરાવેતો પાયે હું નામુંરે ૮
એવો વીચાર માણેકના મનમાંરે જાણ્યું નાથે અંતર્યામીપણેરે
વાત જાણે વાલો સહુના મનનીરે જાણી માણેકના અંતરનીરે ૯
આવી વાડી ને ઉતર્યા નાથરે હતાં ઘણાં હરીજન સાથરે
ફુલહાર પ્રભુને પહેરાવ્યારે ફુલતોરાને ગજરે શોભાવ્યારે ૧૦
આવ્યા વાડીમાં સુંદીરશામરે હાર પહેરાવ્યા જઇ ભગવાનરે
જોઈ માણેકને આનંદ વાધ્યોરે પ્રેમ રોમેરોમે તેને વ્યાપ્યોરે ૧૧
નાથ નીરખ્યાને સમાધી થઇરે જોતાં જોતાં ધામ પોચી ગઇરે
જોયા પ્રકાશમાં ઘનશામરે દીવ્ય મુરતી પુરણકામરે ૧૨
દીઠા સોળવરસના શામરે સુંદીર આકૃતિ ઘનશામરે
દોઢ કલાક સમાધી રહીરે જોઇ અનુભવની વાત કહીરે ૧૩
ભલે આવ્યા તમે ભગવાનરે રહો તમારો આછે મુકામરે
લાગે લળી લળી બહુ પાયરે સાચા સ્વામી તમે મુનીરાયરે ૧૪

( આવો આવો સકળ વ્રજનારીરે એ લય )

વાલે પહેર્યા જરીયાની પોશાકરે બેઠા સંતહરીજન પાસરે
ગોકળભાઇ થાળ લઇ આવ્યારે જમો પ્યારા પ્રભુ કરી દયારે ૧
મુનીમહારાજને કુબેરભાઇરે જમ્યા થાળ પ્રેમે સહુ ત્યાંયરે
પ્રભુ જમ્યા સહુને જમાડયારે જમી પાટપર પછી આવ્યારે ૨
વાતો ગાંમડી જવાની બહુ કરીરે કહે છોટાભાઈ ચાલો હરીરે
અમે આવીશું અગીઆરસેરે પ્રેમકરી બોલ્યા અવીનાશેરે ૩

સાંજે ખીચડી બનાવી સારીરે જમ્યા હરીજન નરનારીરે
પ્રભુ પતરાળુ લઇ સાથે જમેરે હસ્તા હસ્તા રાજીથઇ રમેરે ૪
નવાં હરીજન આવ્યાં પ્રભુ પાસેરે થઇ સમાધી જોયા અવીનાશેરે
ચારપાંચને થઇછે સમાધીરે ગયાં ગૌલોક ધામ સુખીરે ૫
જોયા રાધાકૃષ્ણ ગોપગોપીરે સહુને રાસ રમાડે પહેરી ટોપીરે
ગોપગોવાળા ગાયો બહુરે કામધેનું દુર્ગા શું કહું રે ૬
દીઠાં ગૌલોક અક્ષરધામરે રાધા લક્ષ્મી ગોપીયું તમામરે
જુદી રમત સમાધીમાં ખેલેરે થોડીવારે બીજી રમત બદલેરે ૭
એમ રમી આવ્યા સહુ રાસરે કર્યું વર્ણન ધામનું આવી પાસરે
એમ આનંદ આનંદ છાઇ રહ્યોરે રાત વીતીને એક વાગ્યોરે ૮

ચોપાઇ

પછી સુઇ ગયાં સહુ જન પોઢયા પાટ ઉપર ભગવાન
ઉઠી નાહ્યા ધોયા સારી રીતે સેવા કરી પછી પ્રેમ પ્રીતે ૧
આવ્યાં દીવાળીબા ભાદરણથી આવ્યા ગોવીંદભાઇ પ્રેમથકી
લાવ્યા જીવણ કળી લાડુ બહુ જમ્યા નાથ હરીજન સહુ ૨
સેવો જલેબી પકવાન પછી વેંચ્યા પુંવા તે ઠામ
કહી લીલા દશમની સારી વાંચી આનંદ કરો નરનારી ૩
પછી રસોઇ કરાવી સારી દાળભાતને લાબસી ભારી
પછી જમ્યાં હરી સહુ જન હતી રસોઇ જીવણની તે દીન ૪
બોલ્યા માધુજી પ્રેમ કરી ફોટો લેવો છે તમારો હરી
પછી ફોટાવાળાને બોલાવ્યો હઠીભાઇની વાડીમાં આવ્યો. ૫

( સર્વે સખી જીવન જોવાને ચાલોરે એ લય )

પછી ચાલ્યા પ્રભુજી તૈયાર થઇરે ચાલ્યા સહુહરીજન વાડીમાંહીરે ૧
પછી પ્રભુનો ઉભીમુરતીનો ફોટો લીધોરે કેમેરામાં બરાબર પાડી દીધોરે ૨

બીજો ફોટો બેઠી મુરતીનો લીધોરે કરમાં માળા ફેરવતાં પાડી લીધોરે ૩
બીજીબાજુ નારાયણમુનીનો લીધોરે એમ જુદીજુદી રીતે પાડીલીધોરે ૪
ત્રીજોફોટો મુકતસભાને ભગવાનરે બેસી ગયા અનુક્રમે સહુ જનરે ૫
અમદાવાદની સંતમંડળી તમામરે વચ્ચે બેઠા ખુરસીપર ઘનશામરે ૬
એવીરીતે ત્રણ ફોટા પાડી લીધારે બગીચામાં બેસાડી પાડીલીધારે ૭
પછી હસ્તાહસ્તા ચાલ્યા દીનાનાથરે સાદાવેશે ચાલ્યા ઉતાવળાનાથરે ૮
તે સમયનો આનંદ શું મુખે ગાવું રે,
નીરખી લીલા પુરૂષોતમની હરખાવુંરે ૯
પછી આવ્યા ભોળાગરની વાડીમાંયરે
ગાયાં કીર્તન મુની ગોવીંદભાઈએ ત્યાંયરે ૧૦
ચારપાંચ સાધુ દર્શને આવ્યારે સભા મધ્યે નાથે તેમને બેસાર્યારે ૧૧
ગાવા લાગ્યા મહારાજનાં કીર્તનરે સુણી પ્રભુજી રાજી થયા તે દીનરે ૧૨
પછી ગાંધીની સમીતીવાળા જન રે
આવ્યા ત્યાંતો પીકેટીંગ કરવા આનંદેરે ૧૩

ચોપાઇ

કહે પ્રભુજીને પ્રેમકરીરે કાઢી નાખો જરીયાંની વસ્ત્ર હરીરે
અમે દઇયે ખાદીનો પોશાક નીત્ય પેરો તમે અવીનાશરે ૧
લાવો પોશાક ઉતારી આપોરે ખાદી પહેરીને બાળી નાખોરે
કહે નાથ હવેથી નહી લઇએરે જુનાં હશે તેને વાપરીયેરે ૨
ઘેર ખાદીનો પોશાક ધારૂંરે નથી લાવ્યો ખાદી તેથી પહેરૂંરે.
પ્રેમીભકતો પોશાક કરી લાવ્યારે મનને ગમતા પ્રભુ શણગાર્યારે ૩
નથી બાળી દેવાનો પોશાકરે કહી સાચેસાચી નાથે વાતરે
આવ્યા ભજનમાં વીઘન કરતારે કહે જીવણચાલ્યાજાઓ ફરવારે ૪
આવી માણેકે કાઢયા બહારરે કર્યો દ્રોહ પ્રભુનો અપારરે
લઇ અવગુણને ચાલ્યા ગયારે તેના પાપે દુઃખી ઘેર થયારે ૫

તેને ત્રીજે દીને થયો પરચોરે બળી મરી છોકી તેની જુવોરે
લઈ સરકારે કેદમાં પુર્યારે પાપ ભોગવવાને સહુ ગયારે ૬
જુવો પ્રત્યક્ષફળ તે પામ્યારે સંતદ્રોહે દુઃખી દેહે થયારે
સાચાં પ્રગટપ્રભુ સાચા સંતરે ઓળખાયતો ટળે ભવદુઃખરે ૭
થયો માણેકબાવીને આનંદરે રમવા લાગ્યાં પ્રભુ સન્મુખરે
પાઘ પ્રભુજીની મુકી માથેરે ફુલહાર પહેર્યા રૂડા કોટેરે ૮
ખેસ મહારાજને ઓરાડયોરે ખુંપ ફુલોનો સુંદીર નાખ્યોરે
નાચે સમાધીમાં માણેકબાઇરે આનંદ આનંદ છાઇ રહ્યો ત્યાંયરે ૯
એમ સારી રાત લીલા થઈરે જ્ઞાનવાતો અલૌકીક કહીરે
સવારમાં ખીચડી કરાવીરે સંત જમ્યા સાથે પ્રેમ લાવીરે ૧૦
બોલ્યા નાથ થાવો સહુ તૈયારરે ચાલો ગામડી જવા કરીપ્યારરે
બાર વાગ્યાની ગાડીમાં ચાલોરે નરનારી આનંદથી મહાલોરે ૧૧
ચાલ્યાં નાથ સાથે નરનારીરે બેઠા ગાડીમાં ગીરધારીરે
ગાઇ અમદાવાદની લીલા સારીરે અતી કલ્યાણની કરનારોરે ૧૨
શીખે સુણશે જે જન ગાશેરે તેતો કાળમાયાથી મુકાશેરે
આપે રોકડું પ્રગટ ફળરે સુખશાંતિ મળે તત્કાળરે. ૧૩

માણકીએ ચઢયારે મોહન વનમાળી એ લય )

છોટાભાઇને ઘેર ચાલ્યા ગીરધારી
શોભે રૂડી સુંદીર મુરતી સારી. છોટાભાઈ૦
છોટાભાઇ સામૈયું લઈને આવ્યા
વાજાં રૂડાં ઇંગ્રેજી વીધવીધ લાવ્યા
ભુલાભાઇએ આવી પ્રભુને વધાવ્યા, „ ૧
આવ્યાં બહુ હરીજન નરનારી લાવ્યાં ફુલહાર ગુલાબના ભારી
ફુલે શણગાર્યા પ્રેમે ગીરધારી. છોટાભાઇ૦ ૨

પુજ્યાં સ્વામી કુંમકુંમ ચંદનવતી
ચરચ્યા ભાલે ચંદન પુરૂષોતમને નીરખી
ફુલહારે શણગાર્યા વાલો શ્રીજી છોટાભાઇ૦ ૩
પહેર્યા વાલે જરીયાંની શણુગાર અંગોઅંગ આભુષણ અપાર
દીસે પાઘ સોનેરી ભપકાદાર છોટાભાઈ ૪
એની શોભા મુખે કહી નવ જાય જોતાં કોટી કામદેવ લજવાય
પધરાવ્યા ગાડીમાંહી રાય છોટાભાઈ ૫
વાજા રૂડાં વીધવીધ સુંદીર વાગે આવ્યા જોવા દોડી દોડી જન આગે
સુંદીર મુરતી જોતાં દુખડાં ભાગે છોટાભાઈ ૬
દયાસીંધુ સહુને દર્શન આપે રોમેરોમે આનંદ આનંદ વ્યાપે
દયાસાગર દુઃખડાં સહુનાં કાપે. છોટાભાઇ ૭
ધન્ય ધન્ય ગામડીનાં ધન્યભાગ્ય જેને મળી આ સમે જોવાની જાગ્ય
મહેર કરી આવ્યા પુરૂષોતમરાય. છોટાભાઇ૦ ૮
જેને જોવા તલખે ભવ બ્રહ્મા ઈંદ્ર ઇચ્છે નીત્ય સુરમુની કોટી કંદ્રપ
તે તો આજ પધાર્યા પુરૂષોતમ છોટાભાઇ૦ ૯
મેર કરી ગામડીગામે પધાર્યા આપી દર્શનને આનંદ વધાર્યા
છોટાભાઇએ ઘેર પ્રભુજી વધાવ્યા. છોટાભાઈ૦૧૦
ભુલાભાઈએ તેડી કેડમાં બેસાર્યા પાટઉવર પુરૂષોતમ પધરાવ્યા
સંત હરીજનને સન્મુખ શોભાવ્યા. ૧૧
જ્ઞાની અજ્ઞાની સહુ જોવાને આવ્યા પુરૂષોતમને નીરખીને હરખાયા
નહી આવતા તે પણ જોવાને ધાયા. છોટાભાઈ૦ ૧૨

ચોપાઈ

માંડવાની શોભા કરી સારીરે લાગે રમણીક આનંકારીરે
પછી નાથ કીરતન ગાવા લાગ્યારે એક દાસીનું પદ પ્રેમે બોલ્યારે૧

એક કડી બોલી અર્થ કરેરે શબ્દે શબ્દના અર્થ ઉચારેરે
એમ ચાર કલાક લગી જ્ઞાનરે સહુને આપે ચોખું વિજ્ઞાનરે ૨
સારી વાતુ વચનામૃતની કરીરે સુણી આનંદ પામી નરનારીરે
પછી થાળ છોટાભાઇ લાવ્યારે શીરો પાપડ શાક હરીજમ્યારે ૩
જમી પ્રસાદ સંતને દીધોરે સર્વે આનંદથી લાવ લીધોરે
પછી પુંવા દુધને ખીચડીરે સંતમંડળી પ્રેમે જમાડીરે ૪
આવી બેઠા જમી સભા માંહીરે જુવે ધારીધારી સંત ત્યાંહીરે
રાત્રે જ્ઞાન જીવણલાલે કર્યું રે જ્ઞાનીજનોને મન રૂચ્યુરે ૫
રાતના બાર વાગ્યા જ્યારેરે ઉઠયા શયન કરવા મેડે ત્યારેરે
પછી સંતજનો સુઇ ગયારે પ્રાતઃકાળે ઉઠી નાહ્યા ધોયારે ૬
પછી દુધ ઉકાળીને પાયાંરે પુંવા દુધમાં સાકર મીલાયાંરે
સહુ સંતને હાજરી કરાવીરે બેઠા સહુ અગાસીયે આવીરે ૭
પછી રસોઇ શીરાની તૈયારરે ઉઠો જમવા પ્રાણઆધારરે
શીરો શાક પાપડ દાળભાતરે કરી પંકિત જમાડયા સંતરે ૮
આવી બેઠા મંડપ ગીરધારીરે બેઠા સન્મુખ સહુ નરનારીરે
પછી ઘરમાં પધરામણી કરીરે ભુલાભાઈ છોટાભાઇએ મળીરે ૯
કસુ દીવાળીબા મુની સીતારે પુજા કરી સેવ્યા હરીભાવતારે
થાળ ભરી રૂપીયા દીધારે પ્રેમ કરી પુરૂષોતમે લીધારે ૧૦

( આવો આવો સકળ વ્રજનારીરે એ લય )

બીજે દીને પધરામણી ચાલ્યારે હરીજનોને ઘેર જઈ મહાલ્યારે
ગયા હરી દીવાળીને ઘેરરે મારે વાલે કરી બહુ મેરરે ૧
ગાયાં કીરતનને ધુન્ય થઇરે રંગડાની તે રેલ્યુ મચાઇરે
પ્રેમીજનો પ્રેમ કરી ગાયરે અતી આનંદરસ ઉભરાયરે ૨

મારે વાલે તે વેણુ વજાડીરે ગોપી સર્વે આવી દોડીરે
ટોળે ટોળાં ન માય ઘરમાંરે રંગજડી વરસાવી છે જોતાંરે ૩
ઠઠ ભરાઈ લોકુની ત્યાંયરે મારો વાલો રમે રંગમાંયરે
થાય સમાધીને ભાન ભુલેરે નાનાંમોટાં ધામમાંહી ઝુલેરે ૪
જોતાં જોતાં સ્થીર થઈ જાયરે બ્રહ્મપ્રકાશ બહુ દેખાયરે
દીવ્યમુરતી દેખે મનોહરરે અતી સુંદીરવયે કીશોરરે ૫
જુવો આંખ ઉઘાડીને આજરે પ્રગટયા પુરૂષોતમ મહારાજરે
એતો અક્ષર ધામના ધામીરે જેને ભજે ધામના સ્વામીરે ૬
એતો કરૂણા કરી આવ્યા ઘેરરે ભજો માન મુકી નરનારરે
ઘણુભાગ્યે આવી મુને મળ્યારે આજ ગામડીમાં વાલો ઢળ્યારે ૭
હરીનાં મનુષ્યચરીત્ર જોઇરે મોહ પામ્યો બ્રહ્મા જોઈ ત્યાંયરે
હરીની રીત અલૌકીક ન્યારીરે એને શું જાણે સંસારીરે ૮
ગાંડા ઘેલા જેવા જણાયરે એતો કોઇનાથી નવ કળાયરે
વરતે વીવેકથી તે બહારરે નથી દુનીયાની દરકારરે ૯
નીસ્પેહ રહેછે મનથીરે બ્રહ્મસ્થિતીમાં રહે છે જેથીરે
માયા લગ્નને ફરેછે સાથેરે મળે પ્રેમીને જઇ એકાંતેરે ૧૦
રહે સ્ત્રીઓ ભેગા હરનીશરે પણ રાચે નહી મોહ જીતેરે
ફરે માયામાં પણ ન લેવાયરે રહે બ્રહ્મચારી મુની રાયરે ૧૧
સહુને દેખાડે માયા બહુરે જેના અંતરમાં નથી કહુંરે
આતો પ્રગટ પ્રભુની કહી રીતરે કરે બહુ મનુષ્ય ચરીત્રરે ૧૨
જ્ઞાની હોય તેને સમજાયરે મુકત મુમુક્ષુ જીવ લોભાયરે
પામર વિશઇને ન સમજાયરે એતો જોઇજોઇને બળી જાયરે ૧૩
ભાગ્યવીના એ વર નહી ભાવેરે સ્નેહલગ્ન વીના નવ આવેરે
પ્રભુ પ્રેમને વશ થઈ જાયરે પ્રેમવીના પગલું ન ભરાયરે ૧૪

ગામડીનાં હરીજન ધન્યરે જેનો પ્રેમ ઘણો અનહદરે
કરી આરતી દીવાળીએ સારીરે પ્રેમકરી પુંજ્યા ગીરધારી. ૧૫

ચોપાઈ

પછી ગયા જીવાભાઇને ઘેરરે પ્રભુ પધરાવ્યા રૂડી પેરરે
કરી આરતી હરીની સારીરે આપી દક્ષણા પ્રભુને ભારીરે ૧
દીધી દીવાળીબાને સાડીરે પુંજ્યા મુનીને ઘેર બેસાડીરે
પછી ગયા મુળજીભાઇને ઘેરરે હરી પધરાવ્યા આનંદભેરરે ૨
પુંજ્યા હરીને પ્રેમ કરીરે લીધો લાવો આનંદ ભરીનેરે
પતીપત્નીએ આરતી કીધીરે ભેટદક્ષણા પ્રભુને દીધીરે ૩
પછી ગયા મરઘાભાઇને ઘેરરે પુંજ્યા હરીને વીધવીધપેરરે
પછી આરતી રૂડી ઉતારીરે આપી દક્ષણા પ્રભુને સારીરે ૪
પછી ગયા દીવાળીને ઘેરરે પુંજ્યા પુરૂષોતમ રૂડીપેરરે
કરી આરતી પ્રેમથી સારીરે દીધી દક્ષિણા પ્રભુને ભારીરે ૫
પછી ડહીને ઘેર પધાર્યારે દીધાં દર્શન આનંદ વધાર્યારે
કરી આરતી હરીની સારીરે લીધો લાવ ઉમંગથી ભારીરે ૬
આવ્યા મુકામમાં અલબેલોરે ગાતા વાતા આવ્યા રંગરેલોરે
જમી બેઠાં સહુ હરીજનરે નાથ નીરખીને થાય મગનરે. ૭
રાત્રે આવ્યા ગામલોક બહુરે ધારી તોફાન કરવા સહુરે
નાથ મેડા ઉપર જઈ બેઠારે ઘણા જનો જોવાને આવ્યારે ૮
કહ્યું મહારાજને નીચે આવોરે દઇ દર્શનને પાછા સીધાવોરે
આવ્યા નાથ દર્શન દેવારે પહેર્યા શણગાર સુંદીર જોવારે ૯
પછી મેડા ઉપર બેઠા નાથરે બેઠાં હરીજન આસપાસરે
બોલે આસુરી ઘાંટા પાડીરે આયા અમને પરચો દેખાડીરે ૧૦

કેટલાક કહે લુંટી લઇએરે જતી. વખતે જઈ આંતરીયેરે
ગામમાંથી રૂપીયા લઇ જાયરે એતો અમથી કેમ ખમાયરે ૧૧
સારી રાત આંહી બેસી રહોરે જાય તે સમે લુંટી લહોરે
એમ વાતુ કરેછે અભાગીરે જેની મતી અવળી જાગીરે ૧૨
કહે છોટાભાઈ સુણો નાથરે નીચે જશો નહિ તમે તાતરે
આવ્યા તોફાન કરવા જનરે એવું જણાય છે ભગવાનરે ૧૩
પછી મનુષ્યચરીત્ર કરીરે બોલ્યા પ્રેમ કરી ગીરધારીરે
લોને દીવાળીઆ આ પોશાકરે સર્વે ઉતારી લો શણગારરે ૧૪
નહીં લુંટે તમને કોઇરે લોને ઉતારી પોશાક આંહીરે
જાવો પોલીસ લાવો બોલાવીરે બોલ્યા પ્રભુજી પ્રેમ લાવીરે ૧૫

( સર્વે સખી જીવન જોવાને ચાલોરે એ લય )

પ્રભુકહે લખો અરજી ગોકળભાઈરે લાવોજઇને પોલીસબે તમે આંહી ૧
જીવાભાઈની સાથે મુળજીભાઈ જાવોરે
જઇને અસલાલી પોલીસ બે લાવોરે ૨
પછી ચાલ્યા બેઉ ભાઇ અસલાલીરે,
જઇને થાણામાંહી અરજી આલીરે ૩
વાર લાગી આવ્યા નહી તે દીનરે,
જાણ્યું અંતર્યામીપણે ભગવાનરે ૪
જાવો વલ્લવભાઇ તમે તેડી લાવોરે.
ઝટપટથી પોલીસ લઇ વેલા આવોરે ૫
જઈ વલ્લવભાઈ પોલીસ એક લાવ્યારે,
પછી હરી પોલીસની સાથે ચાલ્યારે ૬
વેન જોડી લાવ્યા સવારમાં જનરે
ચાલ્યા મુકતમંડળી લઇ ભગવાનરે ૭
ચાલ્યા સહુ ગાતાં વાતાં નરનારીરે
કોઇથી બોલાયું નહી પોલીસ ભાળીરે ૮

દુષ્ટમતીવાળા આસુરી જનરે કાળાં મુખ લઇ શું બોલે મનરે ૯
કરેવાતુ ચાલ્યા પેલા ભગવાનરે ભાગ્યાસહુ જોઈપોલીસ એકદંમરે૧૦
આવ્યા સહુ બારેજડીને સ્ટેશનરે નાહ્યાધોયા નવરાવ્યા ભગવાનરે૧૧
સેવા કરી રાસ રમ્યા ત્યાં ઉમંગેરે,
પહેર્યા હરીએ શણગાર સારા આનંદેરે ૧૨
ગાયાં કીર્તન રંગની રેલ્યું ત્યાં વાળીરે
દીધા દર્શન રાજી થઇ વનમાળીરે ૧૩
આનંદ આનંદ છવાઈ ગયો તે વારરે
નીરખે તેનો ધન્ય સુફળ અવતારરે ૧૪

## હરીગીત છંદ

આવો પ્રભુ કૃપા કરી સંતમુકત લઇ આનંદથી
આ બંગલો તમારો છે બોલ્યા મણીભાઇ ઉમંગથી ૧
જમો જમાડો સંતને કરાવું રસોઇ ભાવતી
બહુ દીનની ઇચ્છા હતી જમાડું પ્યારા પ્રીતથી ૨
મનગમતા મોદક જમો જમાડો વાલા સંતને
બહુભાગ્યે આજ આવીયા લાવ્યા તમારા મુકતને ૩
બોલ્યા પ્રભુજી પ્રેમથી જવું અમારે ગાડીએ
ખીચડી કરાવો શેઠજી તમારૂં માન રાખીએ ૪
લાડુ અમે નહી જમીએ ખીચડી જમીશું ભાવથી
પાશેરકી ગણી તમે કરાવો રૂડા લાવથી ૫
જમે તમારૂં સંત જે અમારે પાછું દેવું છે.
સત્પાત્રને જે દાન આપે ગણી પ્રભુને આપવુંછે. ૬
શેઠે કરાવી ખીચડી જમાડયા પછી સંતને
શાક અથાણાં આપીને જમાડીયા હરી મુકતને ૭
જમીને આનંદ આપીઓ લીલા અલૌકીક ત્યાં કરી
દર્શન દઇને ચાલીયા ભાદરણ પધાર્યા શ્રીહરી ૮

( ખુને જીગરકો પ્રીતીરે એ લય )

અવીનાશી આવી ઉગારોરે કરજોરે મારી સહાય
દુઃખ દરીયામાંથી તારોરે પુરૂષોતમ લાગુ પાય ૧
હું ભવસાગરમાં ભુલ્યો મોહમાયામાંહી ઝુલ્યો
છોગાળા આવી છોડાવોરે કરજોરે મારી સહાય ૨
મેં લાખું જન્મો લીધા પેટ ભરીને ગોદા ખાધા
ભટકયો ભુંડે ઠેકાણેરે કરજોરે મારી સહાય ૩
મહા પાપી અજામેળ તાર્યો નારાયણ નામે ઉધાર્યો
ગજબંધનને છોડાવ્યોરે કરજોરે મારી સહાય ૪
પ્રહલાદની રક્ષા કીધી બળીરાયને દીક્ષા દીધી.
ત્રણ ડગલાં પૃથ્વી લીધીરે કરજોરે મારી સહાય ૫
એમ અનેક ભકતો તાર્યા દીનબંધુ તમે ઉગાર્યા.
પાપી દઇત્યોને માર્યારે કરજોરે મારી સહાય ૬
દીનબંધુ દુઃખડાં કાપો બેચરના સ્વામી રાખો.
આવ્યો છું શરણે તમારેરે કરજોરે મારી સહાય. ૭

( મુને તારી મોહની લાગીરે એ લય )

વાલી લાગે મુરતી તારીરે મનોહર દીસે રૂપાળી. વાલી૦ ૧
ઝુકે છે પાઘ સોનેરીરે ફુલડાંના તોરા ભારી
કલંગી શોભે ઘણેરીરે જોઇ જોઇ મોહી નારી ,, ૨
મોતીડાની માળા પહેરીરે આવે રંગ રસીયો લેરી
હીમકડાં સાકળાં છાજેરે ઝાંઝર તોડા ઘુઘરી વાજે ,, ૩
શોભે છે હાર ગુલાબીરે ગજરા જોઇને લોભી
રહેજો નીત્ય નેનુકી આગેરે બેચરદાસ એ વર માગે ,, ૪

પદ ૧

આવાને આવા રહેજોરે દયા કરી દરશન દેજો આવા૦ ૧
પ્રાણથકી રાખું વાલારે જોઈ જોઇ જીવું લાલા
જુગતે જીવણ જમાડુંરે રંગીલા રંગે રમાડું „ ૨
અલૌકીક મુરતી તારીરે આંખડી કામણગારી
મોહ્યું મન મારૂં લટકેરે ઘર ખોયું નવ ખટકે „ ૩
વાલું લાગે મુખડું તારૂંરે લાગે મુને જગત ખારૂં
તમસંગે લગની લાગીરે દાસ કહે ભ્રમણા ભાગી „ ૪

( ધન્ય ગોકુળ ધન્ય ગામનેરે એ લય )

ધન્ય ભાદરણ ધન્ય ગામનેરે પ્રગટયા પુરણબ્રહ્મવાલા
ધન્ય પુરૂષોતમ નામનેરે કીધાં પુરપાવન વાલા ૧
કયાં ગોકળીઉંને કયાં વંદ્રાવન પ્રગટયા ભાદરણ ગામ વાલા
કુણ જાય દ્વારીકાંને કુણ જાય કાશી ઘેર બેઠાં મળ્યા શામ વાલા ૨
વડતાલથી આજ ભાદરણ વધીયાં પુરૂષોત્તમના ધામવાલા
ઘરમાંરે તીરથને બારણેરે જાત્રા જયાંજયાં ફરીયા શામ વાલા ૩
ધન્ય તારી અલીયોને ધન્ય તારી ગલીઓ તે અમને દેખાડવાલા
મુજને જોયાના બહુ કોડ વાલા થેઈ થેઇ રાસ રમાડ વાલા ૪
ધન્ય તારી રાધાને ધન્ય તારી ગોપીઓ તે અમને દેખાડવાલા
ધન્ય તારૂં લટકું ને ધન્ય તારૂં ચટકું મુજને જોયાના કોડ વાલા ૫
ધન્ય તારો ઠમકોને ધન્ય તારો લટકો જોઇ જોઇને થઇ ન્યાલવાલા
ધન્ય તારી મુરતી અલૌકીક દીઠી જોવા રાખી નથી જોડવાલા ૬
ધન્ય તારી લીલા જોઇ થઇએ ઘેલા નૌતમ તારા ખેલવાલા
ધન્ય તારી વાણી સુંણી લોભાણી બેચર કહે અલબેલ વાલા ૭

( હે સખી આનંદ મારે ઘેર એ લય )

હે સખી જોને રમે ભગવાન આનંદ રસ વર આવે
હે સખી બાદરણુ અક્ષરધામ ,, ૧
હે સખી ચાર સમૈયાની માંહી ,,
હે સખી આપે સુખ વાલો ત્યાંહી ,, ૨
હે સખી સંતસભામાં શામ ,,
હે સખી કરાવે ધ્યાન ભજન ,, ૩
હે સખી ભકતને ઘેરેઘેર ,,
હે સખી રમે જમે રૂડી પેર ,, ૪
હે સખી સુખના સીંધુ આજ ,,
હે સખી પ્યારા પુરૂષોતમ મહારાજ ,, ૫
હે સખી સમાધી કરાવે શામ ,,
હે સખી લઈ જાય અક્ષરધામ ,, ૬
હે સખી કલ્યાણુ કરવા કાજ ,,
હે સખી ફરે ગામેગામ મહારાજ ,, ૭
હે સખી સંત સખાની સાથ ,,
હે સખી રાસ રમે ગોપી નાથ ,, ૮
હે સખી આપ્યાં એકાંતનાં સુખ ,,
હે સખી ટાળી નાખ્યાં સહુ દુઃખ ,, ૯
હે સખી ધન્ય ઘડી ધન્ય આજ ,,
હે સખી બેચરના મુનીરાજ ,, ૧૦

[હરી ગુણુ ગાતાં દુરીજનીથાનો ધડક મનમાં ન ધારીએ]

હરી ગુણુ ગાવો અવસર આવો ફરી ફરીરે નહી મળે
સત્સંગ કરી ભજન કરી લો ભવસાગરનાં દુઃખ ટળે
પ્રભુ આવ્યા કલ્યાણુ કરવાને નીજપ્રેમી જનોને મળવાને
ભવસાગરનાં દુઃખ હરવાને હરી૦ ૧

આજ અવીનાશી અઢળક ઢળીયા સેજે સેજે મુજને મળીયા
શાંતિના સાગર આવી ભર્યા હરી૦ ૨
પ્રભુ પ્રગટી સત્સંગ વધાર્યો પુરૂષોતમનો સીક્કો બેસાર્યો
કલ્યાણનો ડંકો વગાડયો. હરી૦ ૩
ભાવે જઇ જે દરશન કરશે દરશન કરશે તે જન તરસે
કહે દાસ દુરીજન બળી મરશે. હરી૦ ૪

પદ ૧

સત્સંગ કરી સેવો સાચા પુરૂષોતમ શ્રી હરી
મહા સુખ પામો આવો સંતસમાગમ નહી મળે ફરી
જેમ ઇયળની ભમરી થાયે તેના રૂપગુણ સહુ ફરી જાએ
ધરે ધ્યાન તદાકાર તે થાયે સત્સંગ૦ ૧
પ્રભુ સેવ્યાથી પ્રભુતા આવે જેવો જાણે પ્રભુને તેવો થાયે
અધીકાર આપે ગુણ બદલાવે સત્સંગ૦ ૨
હરીકૃપાથી હરી સરખો થાયે શુક નારદ સરખો થઈ જાયે
બ્રહ્મરૂપ થઈને પુંજાયે સત્સંગ૦ ૩
પુર્વે જે મહાન મુક્ત થયા હરી પુરૂષોતમ રાજી કરીયા
કહે બેચરદાસ સીદ્ધ થયા સત્સંગ૦ ૪

પદ ૨

હરીને ભજતાં લોકડીયાંની લાજ મનમા ન ધરીયે
શુરા થઇને રણસંગ્રામે જઈ પાછા નવ પડીએ
જે સાચા સંતનો દ્રોહ કરે તે ઉલટો નીજ શીર ભાર ભરે
તે પાપી પોતાને પાપે મરે હરીને૦ ૧
જે રવીની સામે રજ નાખે તે આવી પડે ઉલટી આંખે
રવી રોસ મનમાં નવ રાખે હરીને૦ ૨
જે સાચા સંતનો સંગ કરે તેનાં કામ ક્રોધને મોહ હરે
તેનું મન લઈ મોહન ચરણે ધરે. હરીને૦ ૩

શુક નારદ જે મોક્ષ પામ્યા હરીભજન કરી પ્રભુને નામ્યા
કહે બેચર તે હરીને ભાવ્યા. હરીને૦ ૪

પદ ૩

શુરા થઇને પુરૂષોતમ સ્વામીને નીત્ય સમરીયે
મોહ માન તજી શ્વાસોશ્વાસ સુંદીરવર સંભારીયે
જુવો હરીશ્ચંદ્રે હરીને નવ છોડયા પરઘેર વેચાઇને પ્રભુને ભજીયા
ત્યારે મોહનને મનડે ગમીયા શુરા૦ ૧
જુવો પ્રહલાદે પીતા તજીયા સગપણ તોડીને હરી ભજીયા
નરસીંહરૂપે હરી પ્રગટીયા શુરા૦ ૨
સતી નીકળી પાછી નવ વળે એતો પતીના ચેહેમાં ભેગી બળે
એતો રોમ રોમ અગ્નીમાં ઠરે. શુરા૦ ૩
એવી દ્રઢતા રાખે તે સુખીઆ એ સંત કદી ન હોય દુખીયા
કહે બેચરદાસ મહા સુખીયા. શુરા૦ ૪

( સરવે સખી જીવન જોવાને ચાલોરે એ લય)

ધન્યધન્ય અમદાવાદનાં પ્રેમીજનરે ધન્યપ્રેમી જડાવછે જેનું નામરે ૧
ચાંદીકેરી છડી કરાવી લાવ્યાંરે પ્રભુવાસ્તે ચમર સુંદીર કરાવ્યાં રે ૨
જોઇ છડી રાજી થયા ગીરધારીરે એકભક્તે પ્રભુની છડી પોકારીરે ૩
લાવ્યા ઝીક ભરાવી ટોપી સારીરે લટકે તોરા સુંદીર મોતીના ભારીરે ૪
ધન્ય કાળીદાસે પ્રભુને પહેરાવીરે લીધો લાવો સમૈયામાં પ્રેમે આવીરે ૫
આનંદઆનંદ છાઇરહ્યો તે વારરે સુખનાસીંધુ ઉભરાયા અક્ષરપારરે ૬
ધન્યધન્ય હરીજનો નરનારરે જેની પ્રેમભકિતનો નહી પારરે ૭
સેવા કરી રાજી કરે મહારાજરે લેછે લાવો સમૈયામાં આવી આજરે ૮

કોઇ ભકત થાળ ચાંદીના લાવેરે
ભારે કીમતી ચાંદીના પાટલા લઈ આવેરે ૯
કોઇ ભકત સોનેરી શણગાર લાવે રે
ઝીક ભરી પાટલુન શીવડાવે રે ૧૦
કોઈ ભકત ચાંદીની ચાખડીઓ લાવીરે
રાજી કરે સોનેરી બુટ પહેરાવી રે ૧૧
કોઇ ભકત થાળ જમાડે છે પ્રીતે રે,
પ્રેમીજનો હાર પહેરાવે રૂડી રીતેરે ૧૨
કોઇ ભકત મેવા મીઠાઇ ફળ લાવે રે,
કોઈ હરીને અત્તર ચંદન લગાવેરે ૧૩
કહે બેચરદાસ અનેક પ્રકારે રે,
રાજી કરતા પુરૂષોતમને વારે વારેરે ૧૪

( ચાલ શાણી રાધા જો પેલો નંદકુમાર એ લય )

ચાલ મારી બેની ઓ પેલો હૈયાનો હાર.
રૂમઝુમ કરતો ને મીઠુ મીઠુ ગાતો,
કંઠે ગુલાબ ગુલાબ કેરા હાર. ચાલ૦ ૧
રંગે રેલાતોને નથી શરમાતો ચાલેછે ઠંમ ઠંમ ચાલ ,, ૨
ઓચીંતો આવે સખી મુજને બોલાવે, રંગે રમાડે કરી પ્યાર ,, ૩
મોતીડાંની માળા હાર રૂપાળા અંગે આભુષણ અપાર ,, ૪
ભાદરણગામે સખી અક્ષરધામે રૂડો તે રાસ રમાય ,, ૫
ભાદરણગામની કુંજગલનમાં સહસ્ત્ર ગોપી ને એક શામ ,, ૬
રાસ રમેછે ને લીલા કરે છે આનંદ આનંદ અહો થાય ,, ૭
મંદમંદ હસ્તો ને પ્રેમરસ પાતો નાચે છે થેઈ થેઇકાર ,, ૮
મોહપમાડતો ને ચીત્ત ચોરી લેતો ઘેલી થઇ ગોપી નાર ,, ૯

દરશન દેતો ને અમીરસ પાતો આપે છે સુખડાં અપાર „ ૧૦
શેરીયુંમાં જાઉં ત્યારે કેડે કેડે આવે નખરાં કરેછે નંદલાલ „ ૧૧
બેચરદાસનો સ્વામી શામળીયો જોઇ જોઇને થઇ ન્યાલ „ ૧૨

( સરવે સખી જીવન જોવાને ચાલો એ લય )

એકદીને કૃષ્ણે કહ્યું ગોપી જાવોરે થાળ ભરી રૂષીને જમાડી આવોરે ૧
સુણી સર્વે ગોપીઓ થઇ તૈયારરે કેમ કરી જઇએ બોલી ગોપી નારરે ૨
કૃષ્ણ કહે કેજો જુમનાજીને જરીરે શ્રીકૃષ્ણ જોહોય સદા બ્રહ્મચારીરે ૩
કેજો જઇને જુમનાજીને આ વાતરે જઇ બોલી ઉભી ગોપી સાક્ષાતરે ૪
હે જુમનાજી મારગ દેજો આ વારરે શ્રીકૃષ્ણ જો હોય સદા બ્રહ્મચારીરે ૫
જુમનાજીએ મારગ દીધો તે વારરે સર્વે ગોપી ઉતરી પેલે પારરે ૬
એતો વાત શાસ્ત્રમાંહી છપાઇરે સદા કૃષ્ણ બ્રહ્મચારી છે લખાઇરે ૭
જુવોઆજ પુરૂષોતમ ગીરધારીરે ભાદરણગામે લીલા કરે બહુન્યારીરે૮
ગોપીઓને રમાડેછે નીત્યનીત્યરે કરે દીવ્યસમાધી ભારે ચરીત્રરે ૯
મનુષ્યલીલા જેની અપરમપારરે અડકે નહી માયાનો લેપ લગારરે૧૦
એવા બ્રહ્મચારી પુરૂષોતમ સ્વામીરે જેમાં રહ્યાઅખંડ પોતે બહુનામી૧૧
જુવો આજે જેને સમાધી કરાવેરે અનંતકોટી બ્રહ્માંડ પારલઇ જાવેરે૧૨
અષ્ઠ આવરણે અનંતબ્રહ્માંડરે તેની પાર અક્ષરધામ અખંડરે૧૩
જાય ભકત બ્રહ્માંડની આજપારરે નરનારી જઇ આવે ધામે અપારરે૧૪
પુર્વે જેમ ગોપીને મારગ દીધોરે તેતો દેવલોકે આપ્યો માર્ગ શ્રીધોરે૧૫
પુર્વ કરતા આજ ઘણી ભારે વાતરે દેખે અક્ષરધામ અખંડ સાક્ષાતરે૧૬
જઇ આવે જોઇ ઘણાં નરનારરે અનંતકોટી બ્રહ્માંડ વીધી પારરે૧૭
માટે સંતો પુર્વ કરતાં વધી વાતરે નાનાં મોટાં જાય છે સાક્ષાતરે૧૮
ઘણું દુર અક્ષરધામ કહાવેરે દેવ બ્રહ્મા ઈંદ્રથી નવ જવાયેરે૧૯
ધન્યધન્ય દાસ કહે ધન્ય ધન્યરે જેણે સેવ્યા ધન્યભાગ્ય પુરૂષોતમરે૨૦

## ચોપાઇ.

ગાય કીરતનને નાચે શામરે સર્વે સુખતણા સુખધામરે
કવી કીરતન બોલેછે જ્યારેરે સર્વે ગાયછે ઝીલી ત્યારેરે ૧
નાચે કુદે છે પાટ ઉપરરે કરે લટકાં ઘણાં રંગભેરરે
તેને જોઈને જન ઘેલાં થાયરે સુધ બુધ તે વીસરી જાયરે ૨
ધુન્ય થાયછે ગાતાં જ્યારેરે ઘણી સમાધી થાય તે વારેરે
પ્રેમીજનો ઘણા પ્રેમે ગાયરે રૂડી કથા પછી વંચાયરે ૩
વંચાવે છે વચનામૃતરે વરસાવે છે રસ અમૃત રે
આપે ચરણારવીંદ રાજી થઇનેરે જોતાં અમૃત નેણાં ભરીનેરે ૪
અડસઠ તીરથ સંતને ચરણેરે એમ કહીને કીરતન ભણેરે
નાહી ધોઇ પછી પંગતરે જમાડે છે એક હારે સંત રે ૫
બ્રાહ્મણ બ્રાહ્મણીયા રસોડે જાયરે વૈશ્યપંકિત જુદી થાયરે
લાડુ લાબસી પીરસે સારીરે ઉભા રહે પોતે ગીરધારીરે ૬
જમો જમો કરે મનુ વારરે જોરે જોરે પીરસે દયાળરે
જમી તૃપ્ત થાય નરનારીરે રાખે મુરતી અંતરધારીરે ૭

## પુર્વ છાયો.

અવની ઉપર પ્રગટીયા કરી કૃપા અપરંમપાર
કરે લીલા નવનવી અલૌકીક દીવ્ય અપાર ૧
જેનો મહીમા અપારછે અતી પાર પામ્યા નહિ કોઈ
લખી લખે કોટી કવી ગણતાં ગણાએ કદી નહિ ૨
જેની આજ્ઞામાં રવી શશી નીત્ય રહે છે સાવધાન
કાળ કર્મ માયા થરથર કંપે દેવ દેવીયું તમામ ૩

એજ હરી પુરૂષોતમ અખીલ બ્રહ્માંડના આધાર
કૃપા કરી આજ પ્રગટયા દેવાભકતોને સુખ અપાર ૪
જેના દર્શનથી દુઃખ ટળે કર્મબંધન કપાય
ભજન કરે જે ભાવથી અંતે અક્ષરધામમાં જાય ૫
પાપીનાં પાપ પ્રલય થાયે ગમે તેવો હોય અધર્મી
મહાપુન્યવાન થાયછે જો ભજે પુરૂષોતમને પ્રેમથી ૬
કલ્યાણદાતા પ્રભુને જાણે અને સંતને લાગે પાય
લીલા ચરીત્ર સુણતાં મહા પવીત્ર થઈ જાય. ૭
બ્રહ્મહત્યા કે ગુરૂહત્યા બાળહત્યાનો કરનાર.
પ્રગટ પ્રભુને શરણે થાતાં ટળી જાયે નીરધાર ૮
એવો પ્રતાપ મહા પ્રભુનો પ્રગટ હોયે જ્યાંય
કહે દાસ ફળ રોકડું પ્રત્યક્ષ અનુભવ ત્યાંય ૯

( સરવે સખી જીવન જોવા એ લય )

વચનામૃતમાં કરી મહારાજે વાતરે
વઈકુંઠધામે બોલ્યા પ્રભુ સાક્ષાતરે ૧
હરીના હાથે ભકતનો દ્રોહ થઈ જાયરે
તો તે હાથ કાપી નાખે તત્કાળરે ૨
મુજ ભકતને આંખ કાઢી બીવરાવેરે,
તેના પર પ્રભુ બહુ ગુસ્સે થાવેરે ૩
પ્રભુ કહે આંખ્ય તેની ફોડી દઈયેરે,
જોઈ અમે તેને તે દંડ દઈયેરે ૪
મુજ ભકત હોય કે અભકત હોયરે,
પણ દયા રહેતી નથી ત્યાં જરાયરે ૫

બોલ્યા વળી કરૂણા કરી ઘનશામરે,
મુજ હાથે અપરાધ થયો આ ઠામેરે ૬
તેથી ચોર હરીઇચ્છાથકી આવ્યારે,
રાત્રે આવી ભાંદરણ હરીને માર્યારે ૭
હાથ મારો કાપ્યો ધારીયા વતીરે,
એની તમને દેખાડું હું નીશાનીરે ૮
જુવો મારી આંગળીઓ વળી ગઇરે,
હરીજનના દ્રોહથી શિક્ષા થઈ રે ૯
મુજ હાથે એક બાઇનો અપરાધરે,
ધક્કા મારી કાઢી હતી વીના વાંકેરે ૧૦
તેનો આત્મા દુખાયેથી લાગ્યું પાપરે.
થયું તેનું દુઃખ દ્રોહના પ્રતાપરે ૧૧
સંતો કહી મુજ વૃતાંતની વાતરે,
માટે કોઇ દ્રોહ કરશો નહિ ભ્રાતરે ૧૨
જાણે અજાણે કોઇ ભકતનો દ્રોહરે,
કરશો નહિ દાસ કહે તમે કોઇરે ૧૩

[ સરવે સખી જીવન જોવાને ચાલો ]

અહોભાગ્ય અહોભાગ્ય જેનાં આજરે,
મળ્યા જેને પુરૂષોતમ મુનીરાજરે ૧
કહે બ્રહ્મા મોટાં ભાગ્ય મોટાં ભાગ્યરે,
ગોકુળગામના રહેવાસી ગોપગોવાળરે ૨
ધન્ય જેના મીત્ર પુરણ બ્રહ્મરે
જેની સાથે નીત્ય રમે હરદંમરે ૩

ધન્ય ગોપગોપીનાં ધન્ય ભાગ્યરે,
જેને મળી આ સમે મોટી જાગ્યરે ૪

ધન્ય ધન્ય ગોકુળ ગામનાં વાસીરે,
જેને મળ્યા શ્રીકૃષ્ણ અવીનાશીરે. ૫

ધન્ય ધન્ય ધામ સર્વેને બતાવ્યું રે,
વીશ્વરૂપ અર્જુનને દરશાવ્યુંરે. ૬

ધન્ય ગોપીઓનાં મહી લુંટી લીધાંરે,
ધન્ય તેનાં ભાગ્ય ફેરવી દીધાંરે. ૭

ધન્ય ધન્ય ગોપીને રાસ રમાડી રે,
આપ્યાં મહાસુખ અલૌકીક દાડીરે. ૮

ચીર ચોરી ચઢયા કદમને ઝાડેરે,
ગોપી સર્વે જુમનાજીમાં હાથ જોડેરે ૯

આપો ચીર કૃષ્ણ હમારા વાહ્લારે
ઉભી ઉભી ગોપી કરે કાલાવાલારે ૧૦

ધન્ય ધન્ય કાળી કુબજ્યાને મોહ્યા રે
ઉદ્ધવજીને સાથે કૃષ્ણ લઇ ગયારે ૧૧

ધન્ય ધન્ય ઉદ્ધવનો અવતારરે,
જેનો સાચો પ્રેમ કૃષ્ણ સંગે પ્યારરે ૧૨

ધન્ય કૃષ્ણ મનુષ્ય લીલા જોઇરે,
થયો નહિ સંશય મનમાં કાંઇરે ૧૩

એવા મોટા પુર્વે થઇ ગયા ભકતરે,
જેને કૃષ્ણ મળ્યા તે થયા વિરકતરે ૧૪

જેની કીરતી આજે જગમાં ગવાયરે,
મોટા મુની હરીજન નીત્ય ગાયરે. ૧૫
માટે સંતો તમારાં મોટાં ભાગ્યરે,
મળ્યા પુરૂષોતમ પ્રગટ અવીનાશરે ૧૬
શુક સનકાદીક નારદમુની જે હરે,
તેતો સંતો વઇકુંઠના વાસી તે હરે ૧૭
તેમના કરતાં આજ તમે વધી ગયારે
અક્ષરધામના વાસી તમને મળ્યારે ૧૮
જ્ઞાનસ્થિતી શ્રેષ્ઠ તમારી ભકિતરે,
દેખો આજ અખંડ દીવ્ય મુરતીરે. ૧૯
માટે તમો અક્ષરધામના મુકતરે,
તેહ સરખા થયા છો તમે સંતરે. ૨૦
માટે ધન્યભાગ્ય બેચર કહે આજરે,
મળ્યા તમને પુરૂષોતમ મહારાજરે. ૨૧



# હરીભક્તોને ખુશ ખબર.



છપાય છે ! છપાય છે ! છપાય છે !

## શ્રી અક્ષરાતીત શ્રી પ્રગટ ભગવાનના દીવ્યપરચા તથા અલૌકીક વાર્તાઓ.



ટુંક મુદતમાં છપાઈ બહાર પડશે.

જે હરીભક્તો ખરીદવા ઈચ્છા રાખતા હોય તેમણે નીચેના સરનામે પત્રવહેવાર કરવો.

મળવાનું ઠેકાણું:-

બેચરદાસ લક્ષ્મીદાસ. ઈનામદાર

મુ૦ વલાસણ

( તા. આણંદ )